ओ३म्

# प्रस्तावना.

सजातो येन जातेन याति वंश समुन्नतिम
परिवर्तीनी संसारे मृतः कोवां नजायते

અર્થ—સંસારમાં તેજ પુરૂષનાં જીવનની સાર્થકતા છે કે જેનાથી સ્વજાતી હિતાર્થે પરોપકારી કાર્યો થાય. કારણકે એમતો ઘણા મનુષ્યો જન્મી મરણ પામે છે.—

## રાગ ભુજંગ.

અહો હષ્ટ ,દાના તમારી કૃપાથી, થઇ તે કરી જ્ઞાતી સવા કળાથી
હજી હોંસ છે મસ્તકે હસ્ત સ્થાપો, નવા કાર્યમાં હર્ષ ઉતકર્ષ આપો.
નથી જ્ઞાતમાં વાંચકોનો વધારો, નથી જ્ઞાતમાં એકસંપી સુધારો
ફરે છે ઘણા સુજ્ઞ લોકો બળાપો, તમે તેમને ધારણા તાત આપો.
નથી એકચતા ધર્મ કે કર્મ કેરી, વિરોધી ઉભા થાય છે જેમ વેરી
જુએ નાહં કદી કેટલાં થાય પાપો, તમે તેમને જ્ઞાનનું દાન આપો.

## ઝુલણા છંદ.

જ્ઞાતિમાં કોમમાં વંશમાં ઘર વિષે, વિવધ કંકાસનાં મૂળ પેઠાં
વહેમનાં રૂઢિનાં બંધનોને લીધે, કેહી જેવા બની કંઇક

ધર્મનાં ધામ તો સાહુકારો તણી, પેઢી સમ પ્રબળ ધંધો ચલાવે
કોઇને કોઇ પૂછે નહિં પણ, પૂછે કદી તો ખરૂં ના બતાવે.
રૂઢી વશ લોકને શાંન્તી કયાંથી મળે ? હોય જે તેય પણ ચાલી જાય
રૂઢીનાં નામથી ખર્ચ વધતું કરે, મૂર્ખ પણ બાળકો ને રખાય
પર તણું ઝુંપડું મારી મેણા મુખે, ખાદરાઓ ધરેણે મુકાવે
શરમ પછી છોડીને પેટ છૂટું મૂકી, પારકા માલ પાણી ઉડાવે.
જ્ઞાતિની ઉન્નતિ ઇચ્છનારા તણી, ખોડને ખાપણો ખૂબ કાઢે
જ્ઞાતિનાં આગવા થાય સામા અને, .પાંસરી વાતમાં વંક પાડે
ન્યાય સિધ્ધાંન્તનો અંત લાવી મુકે, ઉચ્ચે થઈ પૂરા પક્ષપાતિ
સારૂં પછી થાય શું? દુષ્ટતા જાય શું? જયાં ઉભા હોય વિશ્વાસ ઘાતી.
શ્રેય કરનાર જન બહુ કરે મથન પણ, તોય જાતા નથી ક્રુર ધારા
કારણો એ તણાં છે ઘણાં મુખ્ય, કારણ વધ્યાં ઇર્ષ્યાને રાખનારા
ભય નહિં લેશ ઉર સૃષ્ટિ કર્તા તણો, કાખલી વ્યર્થ માનાર્થ કૂટે
ધનીકને રૂડું મનવે અને, સોરના મેરથી રંકનું ધામ લૂટે.

રૂપિવિધા.

## મહાનુભાવ મહાશયો અને જ્ઞાતી બંધુઓ.

આવા નાનાં પુસ્તકને પ્રસ્તાવના નહિં હોય એ સ્વભાવિક છે તથાપી આ લઘુ પુસ્તક લખવાનો શું હેતુ છે. તે જાહેરની જાણને ના અત્રે કાંઇક લખીએ તો તે અયોગ્ય નહિ ગણાસે. આ પુ પવાનો હેતુ એટલોજ છે કે, હમારા પાંચાલ ભાઇઓનો છે અને તે સ્વધર્મ બજાવવાને હાલ તુરત કયા કયા

વિષયો યોજવાની જરૂર છે, તે જાહેરનાં ભલાંને માટે અત્રે (આ પુસ્તકમાં) લખેલ છે. વિશેષમાં આ લઘુ પુસ્તકમાં કોઇપણ રાજ્ય દ્વારી બાબત અથવા તો કોઇનાં ઉપર આક્ષેપ યા ટિકા કરવામાં આવી નથી. ફક્ત નિઃસ્વાર્થપણે, ધાર્મિક વિષયોનું અનુકરણ કરી-પાંચાલ ભાઇઓનો સ્વધર્મ શું છે તેનું સવિસ્તર વર્ણન સરળ ભાષામાં કરવામાં આવ્યું છે, તો હમોને આશા છે કે અમારા ભાઇઓ શુધ્ધ અસુધ્ધતાનો મર્મ નહિં લાવતાં વાંચી તેનો યથાર્થ ઉપયોગ કરી. તે સર્વને માટે કર્તવ્ય પરાયણ થસો તો હમારો શ્રમ તથા સમયનો આપેલો ભોગ સાર્થક ગણાશે. વિશેષમાં આ પ્રથમ પ્રયાસ હોવાથી તેમજ જુદા જુદા લેખકોના લેખ હોવાથી કદાચ વાક્ય રચનામાં તેમજ બીજી કોઇ બાબતમાં ત્રુટી જણાય તો વાંચકવર્ગ ક્ષમા કરશે અને સુધારી વાંચવા કૃપા કરશે.

છેવટમાં અમારા જ્ઞાતીભાઇઓ અમારા શુભ પ્રયાસને વધાવી લેસો એવી આશા રાખી, અમારા આ પ્રયાસની સફળતાથી, પરમ કૃપાળુ પરમાત્માનો, તેમજ આપ સર્વ ભાઇઓનો આભાર માની આ લઘુ પુસ્તક સ્વજ્ઞાતિહીતાર્થે આપ સર્વ ભાઇઓનાં હસ્ત કમળમાં અર્પણ કરી કૃતાર્થ થઇએ છીએ. ૐ શાન્તી. શાન્તી. શાન્તી:

લી૦ સેવક ભગુભાઇ ગોવિંદજી

મુ૦ ચીખલી હા. મુંબઇ.

# पांचालउतपत्ती.

ओमित्येकं परंब्रह्म सर्व तत्वानु ग्राहकम् ॥
आ ब्रह्मस्तंब पर्यंत सर्वानुग्रहं कारकम् ॥
प्रथमतारकाकारं द्वितीयंदंडमुच्यते
तृतियंकुंडलाकारं चतुर्थमर्धचंद्रकम् ॥
पंचमंबिंदुसंयुक्तं प्रणवेब्रह्मपंचकम् ॥ कपिलगीता.

અર્થ—ઓંકાર એ પરબ્રહ્મ સ્વરૂપ છે. અને તે પરબ્રહ્મ જક્ત નિર્માણ કરવાને માટે પોતે પંચ સ્વરૂપ બન્યા. તે પંચ સ્વરૂપોનાં નામો: પ્રથમ તારકાબ્રહ્મ, બીજા દંડાકારબ્રહ્મ. ત્રીજા કુંડળાકારબ્રહ્મ, ચોથા અર્ધચંદ્રાકારબ્રહ્મ અને પાંચમાં બિંદુરૂપબ્રહ્મ. એ પાંચ બ્રહ્મ મળીને એકાક્ષર પ્રણવ ( ॐ ) કાર થયા. એ ઓંકાર રૂપિ પંચ બ્રહ્મના પંચ મુખ કહેવાય છે.

तारकं सद्योजाताय वामदेवायदंडकम्
कुंडल्यंतत्पुरुष मीशानंचार्धचंद्रकम्
अघोरेभ्यो बिंदुमितिप्रणव पंचवक्रक : कपिलगीता.

અર્થ—તારકાત્મક, સદ્યોજાત મુખબ્રહ્મ, દંડાત્મક વામદેવમુખ બ્રહ્મ, કુંડળાત્મક તત્પુરૂષ મુખબ્રહ્મ, બિંદુરૂપ અઘોર મુખબ્રહ્મ, અર્ધ ચંદ્રાત્મક ઇશાન મુખબ્રહ્મ. આ પ્રમાણે વિશ્વકર્મ બ્રહ્મને પ્રણવાત્મક પંચ મુખને પંચ બ્રહ્મ કહે છે.

**विश्वकर्मापरब्रह्म जगदाधारसूत्रक :**
**तन्मुखानितुंत्र पंचब्रह्मत्युदाहृतम् ॥ वसिष्ठपुराण.**

**અર્થ**—જગતના આધાર વિશ્વકર્મા પરબ્રહ્મ છે. તેના પાંચ દિશા રૂપી પંચમુખ તે પણ બ્રહ્મ છે. હવે વિચારીશું કે, બ્રહ્મ શબ્દથી બ્રાહ્મણ શબ્દ થયો છે. તે બ્રહ્મ શબ્દને વેદપ્રણીત મુખ્ય અર્થ બ્રહ્મ એટલે ઇશ્વરનું મુખ અર્થાત મુખથી ઉત્પન થયલા બ્રાહ્મણો.

**सुपर्णसानगचैव सनातनइतिस्मृत :**
**गुरुश्रेष्टोहभूनश्च प्रत्नोधात्रीसुरक्षक :**
**विश्वकर्मा मुखोद्भुता ब्राह्मणापंचकीर्तिता :**
**सद्योजातमुखोजात सानगोविश्वकर्मण :**
**वामदेवमुखोजातो ब्रह्मर्षिस्तुसनातन :**
**अघोरमुखसंजातो ऽ भूनोवैश्वकर्मण :**
**तत्पुरुषमुखेजात प्रत्नोसौवैश्वकर्मण :**
**तस्येशानमुखेजात सुपर्णोविश्वकर्मण : वसिष्ठपुराण.**

**અર્થ**—ઉપર જણાવેલા પંચ મુખથી પંચ રૂષિઓ ઉત્પન થયા છે. સાનગ, સનાતન, અહભૂન, પ્રત્ન અને સુપર્ણ. એ પંચ ઋષિઓ ગોત્ર પુરૂષો કહેવાયા, અને એમના દેવતા, . પંચમનુ, મય, ત્વષ્ટા, શિલ્પિ અને દૈવજ્ઞ એ પાંચ દેવો છે. વિશ્વકર્માનાં પંચ મુખથી પંચ પંચાલોના અધિપુરૂષોની ઉત્પતી કહી છે.

मनुपूर्वमुखोद्भुतो मययाम्यमुखोद्भव :
पश्चिमास्येऽभवत्वष्टा तक्षाचैवोत्तरास्यत :
उर्ध्वायांशिल्पि : संभूति : पंचगर्भमुनिश्वरा :
स्कंधपुराण नागरखंड.

**અર્થ**—પરમાત્મા વિશ્વકર્માના પંચ દિશ રૂપિ મુખથી પંચ પુરૂષો ઉત્પન થયા. ( પૂર્વ મુખથી મનુ ) દક્ષિણ મુખથી મય ) ( પશ્ચિમ મુખથી ત્વષ્ટા ) ( ઉતર મુખથી તક્ષા ) ( ઉર્ધ મુખથી શિલ્પિ ) આ પ્રેમાણે મુખોદભુત બ્રાહ્મણો ગર્ભથી મુનિશ્વર હતા.

विश्वकर्मकुळेजाता गर्भब्राह्मणानिश्चिता :
शुद्रत्वंनास्तितद्वंशे ब्राह्मणविश्वकर्मण : शिल्पशास्त्र.

**અર્થ**—વિશ્વકર્માના કુલથી ઉત્પન થયેલા પચાલો જન્મથી બ્રાહ્મણો કહેવાય છે. આ બાબતનો વધુ ખુલાસો વિશ્વ બ્રહ્મ કુલોત્સાહ તથા બ્રહ્મવિચાર એ પુસ્તકો જોવાની ભલામણ કરૂં છઉં,

---

## पांचालस्वधर्म

विश्वकर्मा जगतस्त्रष्ठा विश्वात्म विश्वसंभव :
विश्वज्योती परंभूतं विश्वकर्मा नमोनम :

**ભાવાર્થ**—વિશ્વનાં બનાવનાર અને જગતને ઉતપન્ન કરનાર અને આખી વિશ્વનાં આત્મા તરીકે રહેવાથી વિશ્વનું ઉતપન્ન થયું

## વિશેષમાં

વિનતી પૂર્વક જાહેર કરવાનું કે સર્વ પાંચાલ ભાઇઓની એક જાહેર મિટીંગ (મેલાવડો) થાય કે જેની અંદર સર્વ ભાઇઓની એકત્રતાથી આપણે સુવિચારો કરી આપણામાંથી કુધારાઓને દુર કરી યોગ્ય સુધારા કરવા જોઇએ, કારણકે જે કાંઇ કાર્ય થઈ શકે છે તે એક માણસથી જેવું થાય તેના કરતાં સર્વ ભાઇ· ઓની સમ્મતીથી અને એકત્રતાથી થાય તેમાં વધારે લાભ થાય માટે એવા મેલાવડાઓ અવસ્ય દરવર્ષે થવાજ જોઇએ. અને તે મેલાવડો કઇ જગ્યાએ કરવો એ સંબંધી તેમજ બીજી બાબતોમાં પત્રવ્યહવાર નીચેને શીરનામે કરવો.

મિસ્ત્રી ડાહ્યાભાઈ ભાણાભાઇ મુ૦ પારડી

તા૦ પારડી જી૦ સુરત.

---

# જાહેર સુચના.

---

સર્વ જ્ઞાતી બંધુઓને તેમજ અન્ય મહાશયોને વિનવવામાં આવે છે કે હમોને આ લઘુ પુસ્તકનો અભિપ્રાય લખી મોકલસો તો આભારી થઇશું; કારણકે જે કાંઇ ભુલચુક થઇ

હોય તે હવે પછીથી અન્ય પુસ્તકોમાં નહિં થાય તેને માટે સાવધ રહીએ. માટે અવશ્ય હમારા જ્ઞાતીભાઇઓ તેમજ અન્ય મહાશયો અભિપ્રાય લખી મોકલવા ચુકસો નહિં એવી આશા રાખીએ છીએ. પત્રવ્યવહાર નીચે મુજબ કરવો.

મિસ્ત્રી દયારામ કસનજી
મુ૦ પરેલ વર્કશૉપ જી. આઇ. પી. રેલ્વે.
ઠે૦ ફીનીશીંગ શૅાપ, મુંબઇ.

---

## ખુશ ખબર.

---

આ ઉપરથી સર્વ ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે, જે કોઇ ગૃહસ્થ આપણી પાંચાલ કોમનાં હિતાર્થે લાયબ્રેરી ખોલવા માંગતા હોય તો તેવા ઉત્સાહી ગૃહસ્થોના તરફથી ખોલવામાં આવેલી લાયબ્રેરીને હમારા તરફથી બે સાપ્તાહિક પેપરો નામે "આર્ય પ્રકાશ" અને "ગુજરાતી" દર અઠવાડીએ વિના મૂલ્યે ટપાલ ખર્ચ પણ લીધા સિવાય મોકલી આપવામાં આવશે, માટે જો સ્વધર્મ પ્રત્યે લાગણી હોય તો આવી ઉમદા તક ગુમાવસો નહિં, જેનો પત્ર હમો-

ને જલદી મળસે તેનેજ ખાતરી કરી પેપરો પહોંચાડવામાં આવસે, માટે પત્ર વ્યહવાર નીચે મુજબ કરવો.

મિસ્ત્રી દયારામ કસનજી.
મુ૦ પરેલ વર્ક સૉપ
ઠે૦ ફીનીશીંગ શૅાપ જી. આઇ. પી. રેલવે,
મુંબઇ.

---

# જાહેર વિજ્ઞપ્તિ.

---

સર્વ મહાશયોને ખબર આપવામાં આવે છે કે અત્રેથી થોડા વખત પછી આ લઘુ પુસ્તકનાં જેવુંજ એક બીજું લઘુ પુસ્તક નામે "પાંચાળ હિત વર્ધક બીજો ભાગ" બહાર પડનાર છે માટે જે ગૃહસ્થોની આવાં ધાર્મિક કાર્યમાં મદદ કરવાની ઇચ્છા હોય તેવા ગૃહસ્થોએ હમોને નીચેને શીરનામે લખી જણાવવું કે જેથી તેઓનાં મુબારક નામો પુસ્તકમાં છાપવામાં આવસે, માટે "ટીપે ટીપે સરોવર ભરાય" એ વાકયને અનુસાર અવસ્ય હમારા જ્ઞાતી ભાઇઓ મદદ કરવા ચુકેસે નહિં એવી આશા છે, બીજા ભાગનું લખાણુ તૈયાર

છે પરંતુ નાણાંની મદદ મળવાથી છપાવી બહાર પાડવામાં આવશે. શીરનામું ઉપર મુજબ.

---

# લેખકોને સૂચના.

---

હમોને ઘણા ગૃહસ્થો તરફથી આ પુસ્તકમાં છપાવવાને માટે લેખો મળ્યા છે, પરંતુ કદ અને ખર્ચ વધી જવાના સબબથી અત્રે બધા ગૃહસ્થોના લેખ છપાવી શક્યા નથી, પરંતુ તે સર્વ લેખ હવે પછીથી બહાર પડનાર "પાંચાળ હિત વર્ધક ભાગ બીજા" માં અવસ્ય છપાસે, માટે હમોને આશા છે કે હમારા ભાઇઓ અવસ્ય ધૈર્યવાન થશે.

---

# ક્ષમા યાચના.

---

વિનંતી પૂર્વક વિદીત કરવામાં આવે છે કે આ લઘુ પુસ્તકમાં પ્રેસની ખામીને લીધે તેમજ અમારી ખામીને લીધે પ્રુફ સુધારવામાં કાંઇ પણ ભૂલ થઇ હોય તો તે વાંચક વર્ગ સુધારી વાંચવા કૃપા કરસો એવી આશાછે.

---

અને સર્વ ભૂતને વીશે પોતાની પરંજ્યોતી યુક્ત એવા જે વિશ્વકર્મા તેને હું નમસ્કાર કરૂં છું.

**पोंचालानां च सर्वेषां आचार इति गियते**

**अष्टांग योग : षटकर्म पंच यज्ञा इति श्रुति—**

**ली. शै. पु.**

**અર્થ**—સમસ્ત પાંચાલનાં ષટકર્મ. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, અને સમાધિ એટલે અષ્ટાંગ યોગ અને ષટકર્મ, પંચયજ્ઞ એ પાંચાલોએ કરવા એવું વેદનું વચન છે.

**यजनं याजनां चैव तथा चाध्यनं समृत :**

**अध्यापनं तत : प्रोकतं तथा दानं प्रतिगृह :**

**ली. शै. पु.**

**स्नानं संध्या त्रिकालेषु अग्निहोत्रं तथैवच**

**षट कर्माण्ये वाम्येतानि पंचालानां समृतानीच**

**અર્થ**—યજનં એટલે પોતે યજ્ઞ કરવો. યાજનં એટલે બીજાને યજ્ઞ કરાવવો. અધ્યનં એટલે પોતે વેદ ભણવા અધ્યાપન એટલે બીજાને વેદ ભણાવવા. દાન એટલે પરમાર્થ અર્થે દાન સત્યપાત્રને આપવું પ્રતીગ્રહ એટલે બીજા કનેથી કર્મ નીમિત્તે દાન લેવું એ પ્રમાણે ષટકર્મ કરવાં અને ત્રિકાળ સંધ્યા અને અગ્નિ હોત્ર કરવો એ પાંચાલોનો સ્વધર્મ છે.

**विश्वकर्मा कुले जातो यदी भुक्तेऽन्य वेस्मनि**
**श्वानयोनि सहस्त्राणी गत्वा चांडालतां व्रजेत्**
**विश्वकर्मा कुले जातो विना यज्ञो पवितकम्**
**अनेक नर्कान्यांति यावत चंद्रो दिवाकरौ**
**विश्वकर्मा कुले जातः संध्या हिनोऽपवित वान**
**भूक्तमन्न मम मेध्यं स्यातसोपि चाडांलतां व्रजेत**

**मूणस्थंभ**

**અર્થ**—વિશ્વકર્માનાં કુળમાં ઉતપન્ન થઇ જે કોઇ પાંચાલ ( બ્રામણ સિવાય ) અન્ય જાતીનું અન્નોદક ગૃહણ કરશે તો તેને હજાર વર્ષ પર્યંત કુતરાની યોની ભોગવી આખરે ચાંડાલ યોની પ્રાપ્ત થશે.

વિશ્વકર્માનાં કુળને વીશે ઉતપન્ન થઇ જે પાંચાલ યજ્ઞોપાવત સસ્કાર વગર રહેશે તો જ્યાં સુધી સૂય અને ચંદ્ર રહે ત્યાં સુધી નર્કની પ્રાપ્તિ થસે.

વિશ્વકર્માનાં કુળમાં ઉતપન્ન થઇ જે કોઇ પાંચાલ ઉપવિત વિના અથવા ત્રિકાળ સંધ્યા વિના અન્ન ભક્ષણ કરશે તો તે દોષને પાત્ર થશે.

પ્રિયભાઇઓ! ઉપર મુજબનો અધિકાર વિશ્વકર્માનાં વંશમાં ઉતપન્ન થએલ પાંચાલોને માટે છે માટે દરેક ભાઇઓએ પોતાના ઉપર વર્ણવેલા અધિકાર પ્રમાણે વર્તવું. ॐ **शान्तीः इति पांचाल स्वधर्म.**

# ओ३म्

# स्वधर्मआचरण.

**विश्वतश्चक्षुरुत विश्वतोमुखो विश्वतोबाहुरुत विश्वतस्पात.**

**ભાવાર્થ**—પૂર્ણ પરમાત્માની દ્રષ્ટી સર્વ ઠેકાણે છે. આ સંસારની જ્યોતીનો જ્યોતીઓનાં ચક્ષુ સર્વત્ર છે, એનું મૂળ સર્વત્ર છે, એવા સર્વ વ્યાપક પરમાત્માને શર્ણાગત થઇ તેની સાથે યોગ્ય રીતે સર્વનું કલ્યાણ ઇચ્છીએ છીએ.

હે આર્ય હિતેચ્છુઓ! આ દુનિયાની અંદર પ્રથમ પ્રાણી માત્રે શું કરવુ જોઇએ? પ્યારા બંધુઓ! જેની અંદર સુખ સ્વર્ગ અને નર્કપણું રહેલું છે, એવો જે સ્વધર્મ તેને ગૃહણ કરવાને માણુસ માત્રને ખાસ જરૂર છે તો તેમાં કેટલાક જ્ઞાની અને બુદ્ધીવાન પુરૂષો પરધર્મની અંદર શો લાભ દેખતા હશે, પણ તેમ નહિં. એવા દુરાચારી પુરૂષો પોતાના સ્વાર્થને ખાતર પરધર્મનેજ શાબાસી આપતા હશે, અને તેને ગૃહણ પણ કરે છે; પરંતુ ધિક્કાર છે એવા કમહિણ પુરૂષોને અને દુરાચારી પુરૂષોને કે જે જાણીજોઇને છતાં નેત્રે નર્ક ભોગવવાને તૈયાર થાય છે. તો શુ તેઓ ધિક્કારવા લાયક નથી? નહિં તેઓ ધિક્કારવાનેજ પાત્ર છે, જેમ કોઈ એક અણસમજુ રાહદારીને મણીની પ્રાપ્તિ થઇ પરંતુ તેને તેનાં જ્ઞાન રૂપી નેત્રો અંધ હોવાથી અને તેની પરિક્ષા ન હોવાથી પોતે એક કાચ તરિકે માન્યો. સાથી કે જ્ઞાની રૂપી નેત્રનું પ્રકાસ નહોવાથી. જો પોતે તેની પરિક્ષા કરી શ-

કતો હોત તો તેનાં ઉદયનો પાર નહોતો. તેવીજ રીતે પોતપોતાનાં સ્વધર્મનું શોધન કરી ગ્રહણ કરશો તો અવસ્ય તેનું ફળ મેળવવાને શક્તિવાન થશો.

**दोषै रेतैः कुलघ्नानां वर्ण शंकर कारके**
**उत्साद्य ते जाति धर्माः कुल धर्माश्च सास्वता**

भगवतगीता.

**અર્થ**—વર્ણશંકરકારક ( કુળ ઘાતકીનાં ) દોષથી સ્વધર્મ તેમજ કુળધર્મના એવા અણસમજુ અને દુરાચારી પુરૂષોથી નાશ થાય છે. માટે હે હિંદવાસીઓ ! કાંઈ જરા તો ચેતો કે આ મહાન ચક્રવર્તિ શુરવીર અંગ્રેજનાં રાજ્યમાં પોતે પોતાના સ્વધર્મને જેટલો સારે દરજ્જે ચઢાવસો તેટલે ચઢી શકવાને નિર્ભય રહે છે.

**उत्सन्न कुल धर्माणां मनुष्याणां जनार्दनम**
**नरके नियतं वासौ भवति त्यनु शुश्रुम**

**અર્થ**—જે માણુસોનો કુળ ધર્મ નાશ પામ્યો હોય તેઓનો નિરંતર નર્કમાં વાસ થાય છે એવા વેદના પોકારો થાય છે. તો શું મનુષ્યદેહ ધારણ કરી એટલું પણ ન સમજતા હશે કે ધર્મનો નાશ થવાથી નર્ક ભોગવવું પડે છે. જો કે ઉંટનાં અઢારે અંગ વાંકાં છે અને પશુ છે પણ તેને પણ એટલી તો સમજ છે કે મરતી વખતે પણ તેનું મુખ મારવાડ તરફજ રાખે છે તો શું માણુસોની પશુઓ કરતાં નિચ વિચાર હશે વારુ ?

**श्रेयान स्वधर्मो विगुणः परधर्मा त्स्वनुस्टीतात्**
**स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावहः**

**અર્થ**—સારી રીતે પાળેલા પરધર્મ કરતાં સ્વધર્મ ઓછા ગુણવાળો હોય તો પણ તે ઉત્તમ છે સ્વધર્મથી કદાચ સંકટ પણ પડતું હોય તો પણ શ્રેષ્ટ છે. પરંતુ પરધર્મ તો નર્કનીજ પ્રાપ્તિ પમાડે છે. ગૃહસ્થો! આ જગ્યાએ એક ખુલાસો કરવાની ખાસ જરૂર છે અને તે એ છે કે જ્યારે અર્જુનજી યુધ કરવાને તૈયાર થયા અને તે વખતે અર્જુને કહ્યું કે આ તો સઘળાં મારાં સગાંઓ અને કુટુંબીઓ છે તો એક રાજ્યને માટે હું મારે હાથે મારાં સગાંઓની ઘાત કરૂં અને તેઓની ભાર્યાઓને વિધવા કરૂં અને પછીથી તેઓ વ્યભીચાર કરે જેથી વર્ણશંકર પ્રજા પેદા થાય. એ બધા દોષ મારે માથેજ પડે છે, માટે હું લડીસ નહિં. ત્યારે અર્જુનનાં આવાં મર્મ ભરેલાં વચન સાંભળી શ્રીકૃષ્ન બોલ્યા કે હે અર્જુન!

**स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावहः**

**અર્થ**—તારો ક્ષત્રિનો ધર્મ છે કે યુધને વિશે લડાઇ કરવી અને તેમાં કદાચ શત્રુનો પરાજય કરી જીત મળશે તો તારો જય થએલો કહેવાશે અને જો યુધ કરતાં મરણ પામશે તો સ્વર્ગની પ્રાપ્તિ થસે, માટે તારો ક્ષત્રીનો ધર્મ છે કે યુધમાંથી મરણ પર્યંત હઠવું નહિં અને જો તું બિતી પામીને પાછી પાની કરે તો તું ક્ષત્રિનો પુત્ર નથી. યાને કહો કે તું તારો ધર્મ બરાબર બજાવતો

નથી. માટે ગૃહસ્થો! આપણી અજ્ઞાનતાને લીધે સત્ય માર્ગે ન ચાલતાં અવળે રસ્તે દોરાયા છે તે ખેદકારક છે. સ્વધર્મનો અર્થ ફક્ત એટલોજ છે કે, સ્વ એટલે આપણી અને ધર્મ એટલે ફરજ અર્થાત સ્વધર્મ એટલે આપણી ફરજ એટલોજ છે. જેવી રીતે મા બાપની પૂત્ર પૃત્યેની ફરજ શું છે કે તેને યોગ્ય વિદ્યાઅભ્યાસ કરાવવો તેમજ પુત્રની પણ માતાપિતા પ્રત્યેની ફરજ છે કે તેઓની વૃદ્ધાવસ્થામાં બરાબર સેવા ચાકરી બજાવવી. એવી રીતે હરેક આપણી ફરજો બજાવવી એનું નામ સ્વધર્મ કહી શકાય છે. ગૃહસ્થો! એટલું કહી હું મારો લેખ પૂર્ણ કરીશ અને મારા લેખમાં જે કાંઇ પણ ભુલચુક હોય તો તેની માફી માંગી મારા લખાણનો કાંઇક આપ બંધુઓ ઉપયોગ કરશો એવી આશા રાખું છું. શાન્તી, શાન્તી, શાન્તી:

લી૦ પાંચાલ સેવક રામજીભાઇ જીવણભાઈ
પારડીવાળા હાલ મુ: મુંબઇ

---

# ब्रह्मचर्य

**ओ३म् विश्वानी देव सवितर्दुरीतानि परासुव यद्‌भद्रं तन्न आसुव संस्कारविधी**

**અર્થ**—હે સકલ જગતના ઉતપત્તી કર્તા સમગ્ર ઐશ્વર્ય યુક્ત શુદ્ધ સ્વરૂપ સર્વ સુખોનાદાતા પરમેશ્વર! આપ કૃપા કરીને દુ-

મારા સંપૂર્ણ દુર્ગુણ દુર્વ્યસન આદિ સર્વ દુઃખો દુર કરો અને જે કલ્યાણકારક ગુણ, કર્મ, સ્વભાવ અને પદાર્થ હોય તે સર્વ હમને પ્રાપ્ત કરાવો.

પ્રિય મહાશયો અહો બ્રહ્મચર્યનો મહિમા કેટલો દુર્લભ છે. અને બ્રહ્મચર્ય પાળવાથી તેમાં કેટલું હિત સમાયેલું છે, તે સવીસ્તર કહેવાને હું શક્તિવાન નથી. છતાં તે વિશે હું મારી અલ્પબુદ્ધી અનુસાર કાંઇક કહું છું તે ઉપર ધ્યાન આપવાને નમ્રતાપૂર્વક વિનંતી છે.

મારા પ્યારા મિત્રો! આપણે જોઇએ છીએ કે દિનપ્રતિદીન મનુષ્ય માત્ર નિસ્તેજ, નિર્બળ, રોગી, અશુદ્ધ, ઓછુ કદાવર, અલ્પાયુષી, ઉદાસીન વગેરે થતાં જાય છે. અમે પૂર્વના આપણા વડિલો તેમજ શાસ્ત્ર પુરાણમાં વાંચવાથી તેમજ સાંભળવાથી આપણે જાણીએ છીએ કે પૂર્વનાં સ્ત્રી તેમજ પુરૂષો મહાન કદાવર, તેજસ્વિ, મહાન બળીષ્ટ, નિરોગી, બુદ્ધીમાન, આયુષ્યમાન, અને ઉદ્યમી રહેતા હતા, જ્યારે હાલનાં સ્ત્રી પુરૂષો પોતાનું આયુષ્ય સંકટમાં નિર્ગમન કરે છે, અને આપણે તેઓની સરખામણી કરીશું તો આકાશ અને જમીનનો તફાવત માલમ પડશે તો તેમ થવાનું શું કારણ છે તે આપણે બારીકીથી તપાસી જોઇશું તો તેનું કારણ પૂર્વનાં લોકોમાં બ્રહ્મચર્યવ્રત પલાતુ હતુ અને હાલનાં વખતમાં બ્રહ્મચર્યવ્રત પળાતું નથી, એજ કારણથી મનુષ્ય માત્રને મહાન સંકટ વેઠવું પડે છે. એ સંકટ દુર કરવાને બ્રહ્મચર્યવ્રત પાળવામાં આવે તો થોડાજ વખતમાં સુખની પ્રાપ્તિ થાય એ નિશ્ચયાર્થ છે.

## द्वादश वर्षाणी वेद ब्रह्मचर्यम्—आ. गृ. सू. कं. २२

**અર્થ**—વિદ્યાઅભ્યાસને માટે બાર વર્ષ બ્રહ્મચર્યનું પાલન કરવું. મનુષ્યનાં આયુષ્યનું સો વર્ષ પ્રમાણ કહ્યું છે, છતાં સૃષ્ટીનાં નિયમથી વિરૂદ્ધ અજ્ઞાન અવસ્થામાં બ્રહ્મચર્યના અભાવે ટુંક સમયમાં મર્ણને શર્ણ થાય છે. એજ બ્રહ્મચર્યની ખામી છે.

## गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्यो पनायनम्
## गर्भादेकादशेराज्ञो गर्भान्तु द्वादशेविशः मनुस्मृती

**અર્થ**—હવે મનુષ્ય માત્રને માટે શાસ્ત્રમાં ચાર આશ્રમ ઠરાવેલ છે બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, અને સન્યસ્થ. હવે બ્રહ્મચર્યવ્રત ધારણ કરવાને પૃથમ યજ્ઞોપવિત ધારણ કરવું જોઇએ છે. ગર્ભથી આઠમે વરસે બ્રાહ્મણને, અગીયારમે વર્ષે ક્ષત્રીને, અને બારમે વર્ષે વૈસ્યને યજ્ઞોપવિત આપવું જોઇએ. અને ત્યાર પછીથી પ્રાયશ્ચિત કરાવીને યજ્ઞોપવિત આપવામાં આવે છે. માબાપે પોતાનાં છોકરાંને યજ્ઞોપવિત આપી બ્રહ્મચર્યવ્રત ધારણ કરાવી ઓછામાં ઓછી પચીસ વર્ષની વય સુધી વ્રત પળાવવું જોઇએ. તેમજ છોકરીઓને ઓછામાં ઓછી સોળ વર્ષની વય સુધી બ્રહ્મચર્યવ્રત પળાવવું જોઇએ અને તે દરમ્યાનમાં માબાપોએ ધારણ કરાવેલાં વ્રતનો ભંગ ન થાય એવાંજ શિક્ષણો આપવાં જોઇએ. છોકરાઓને અને છોકરીઓને ઉપલા નિયમ પ્રમાણે સરખી રીતેજ બ્રહ્મચર્યવ્રત પળાવવું જોઇએ. ઉપર કહ્યા પ્રમાણે છોકરાઓ અને છોકરીઓને બ્રહ્મચર્યવ્રત પળાવી

સોળ અને પચીસવર્ષ પછી જો ગૃહસ્થાશ્રમ મંડાવવામાં આવે અને પછી પ્રજા પેદા થાય તો ઉપર કહ્યા પ્રમાણે તેજસ્વી, ગુણવાન, બળવાન, બુદ્ધીવાન, કદાવર, નિરોગી વીગેરે સકળ ગુણ સંપન્ન પ્રજા પેદા થાય એમાં જરા પણ સંશય નથી. જેમ શાસ્ત્ર પુરેપુરૂં જોયા વિના માંહે શું રહસ્ય છે. તે ખબર પડતી નથી, ફળ પરિપકવ થયા વગર તોડવામાં આવે તો તેનું રહસ્ય શું છે તે માલુમ પડતું નથી, તેમ જે કન્યા અને વરની પુરેપુરી વય પ્રાપ્ત થવા આગળ સંતતી પેદા થાય તો તે અલ્પાયુષી થાય છે, માટે કન્યાનો રૂતુ પ્રાપ્ત થયા પછી ચોથે વર્ષે ઉપર પ્રમાણે વયે પહોંચેલા પુરૂષ સાથે સંબંધ જોડાઈ સંતતી પેદા થાય તો સર્વગુણસંપન્નજ પેદા થાય. વળી કોઇ કહેશે કે આ કાળને અનુસરીને કન્યાને થોડી ઉમ્મરમાં રૂતુ પ્રાપ્ત થાય છે પણ એ માનવું તદન ખોટું જ છે. બ્રહ્મચર્યવ્રત પળાતું નથી તેથીજ અનિયમિત રૂતુ પ્રાપ્ત થાય છે એ નિશંષયજ છે.

દાખલા તરીકે બ્રહ્મચર્યનો કેવો પ્રભાવ છે તે જોઇશું તો સર્વ ભાઇઓને ખબર છે કે ભિસ્મપિતામહ કે જેણે મહા ભારતનાં યુદ્ધમાં પાંડવો સાથે સાત ક્ષોહણી શુરવીર સામે પોતે એકલાએ યુધ કરી જય મેળવ્યો અને જ્યારે શીખંડી સામે આવ્યો ત્યારે હથીયાર છોડયાં ત્યાં સુધી અર્જુન બાણાવળી છતાં પણ તેમનો પરાજય કરી શકયો નહિં. તેનું કારણ એજ કે પોતાની માતા ગંગા જેણે બ્રહ્મચર્યવ્રત પાળી પોતાનું ગર્ભસ્થાન સ્વસ્થ મજબુત રાખેલું અને પછી બ્રહ્મચર્યવ્રત પાળેલા પુરૂષથીજ ગર્ભ ધારણ કરેલો કે જે ગર્ભથી ભીસ્મ

પેદા થયા. અને પૃથ્વીથી ભિષ્મ પિતાએ પણ પચ્ચીસ વર્ષ તો શું પણ જન્મ પર્યંતનું બ્રહ્મચર્ય વ્રત ધારણ કરેલું કે જેનો મહિમા જગત પ્રસિદ્ધ છે. એવા એવા દાખલાઓ શાસ્ત્રોમાં જોઈશું તો અનેક નીકળે છે ( વેદ વ્યાસ, હનુમાનજી, વિગેરે )

મહાશયો ! મારે હમે કહેવાનું એટલુંજ કે આપણી દયાળુ બ્રીટીશ સરકાર પોતાની પ્રજાને પોતાનાં સ્વધર્મ પાળવાને જરા પણ હરકત કરતી નથી, માટે આવાં ન્યાયી રાજ્યમાં ન્યાય પૂર્વક વર્તવુ એ આપણી ફરજ છે. વિશેષમાં દરેક કાર્ય ધાર્મિક વા વ્યહવારીક કરવાને આપણને શરીરની ખાસ આવસ્યક્તા છે અને બ્રહ્મચર્ય એ શરીરનું જીવન છે, માટે એ જીવનનો લાભ દરેક સ્ત્રી પુરૂષોએ લેવો એ આપણી ફરજ છે.

મારા પ્યારા મિત્રો ! ઉપરનાં વ્યાખ્યાનને ધ્યાનમાં લઈ તે પ્રમાણે વર્તવા અને વર્તાવવાને ચુકસો નહિ એવી ખાસ ભલામણ કરી આશા રાખું છું.

**ઓ૩મ્ શાન્તી, શાન્તી, શાન્તી:**

**લાવણી.**

બંન્યાં ખાયલા વીર્ય બગાડી તનમન નબળાં છેક થયાં,
થયા આળસુ રોગી શરીરે શૌર્ય બુદ્ધી બળ તેજ ગયાં.
શરીર માત્રનું રૂપ વીર્ય છે, નહિ તેને નર, વણસાડો,
જહાં લગી છે વીર્ય દેહમાં તહાં લગી તનને જાણો.

વીર્ય નાશની સાથ જાણજો થશે દેહનો નાશ ખરે,
અલ્પ આયુષી અર્ધ આંધળા જુઓ દર્દ શું થાય અરે.

રાત દીન બૂમો પાડો છે વીર્ય પાતળું છેક થયું,
કારણ મૂળ નવ શોધે કોઈ શુભ તેજ આ કેમ ગયું.

સમજ વગરના શું ભટકો છો પરત્રિયા યમ સમજાણો,
સ્વત્રિય પર સ્નેહ જોડીને આ લઘુશિખ અંગમાં આણો.

સિદ્ધી મોક્ષ સુધી છે વીર્યમાં તન પોષક જન પરમાણો,
સદા વીર્ય રક્ષા મન રાખી અવર સુખો સુખે માણો.

વીર્ય સાચવો વિપત ન આવે આનંદ મન રહેશે નિતે,
વીર્યવાન પુરૂષને ભાઇઓ નિશ્ચે કોઈ નવજીતે.

બાળ વિવાહે બહુ બગાડયું હિંદ તનુજો બહુ હાની,
અટકાવો એ ચાલ દેશમાં હરકતને મોટી માની.

વસંત માલતી જીવ સમજાણી સેવન કરશો સહુ પ્રિતે,
બલબુદ્ધિ તન પોષક એ છે ધારો શિખજન આ ચિ-તે.

કાલીદાસની અરજ સાંભળી શરીર માટ આ યત્ન કરો,
શુભ શિખામણને મન ધારી વરતો એ સમ સુજ્ઞ નરો.

**લેખક મિસ્ત્રી પરસોતમ જીવણભાઈ પારડીવાળા,**

હાલ મુકામ મુબાર-પરેલ.

---

ओ३म्

# विद्या.

यतो यतः समीहसे ततो न अभयं कुरु प्रजाभ्यो
अभयनः पशुभ्यः (यजुर्वेद)

**અર્થ**—હે મહેશ્વર, હે દયાળુ, (**यवयतः**) જે ઠેકાણેથી આપ પોતાનાં અદ્દભૂત સામર્થનાં યોગથી આ વિશ્વ મધ્યે (**समीहसे**) નામ ચાલેલા અનેક વેપાર કરો છો (**ततः**) તે તે આપના સ્થાનથી (**नः**) હમોને (**अभयंकुरु**) અભય પ્રાપ્ત થાય તેમ કરો. જે અર્થે આપ સર્વત્ર વ્યાપ્ત છો તે અર્થે સર્વ પ્રકારે હમારૂં કલ્યાણ કરો. હે પ્રભુ હમોને પ્રજા તરફથી, તેમજ પશુ તરફથી ભય પ્રાપ્ત ન થાય તેમ કરો, હમારા રાષ્ટ્રમાં જે પ્રજાજન છે તે ઉત્તમ સુશિક્ષિત અને પરસ્પર સહાયને કર્તા બને, જેના યોગથી એક બીજાને ત્રાસ ન થાય, અજ્ઞાન દશા મધ્યે સ્વાર્થનાં જન સમાજમાં ભેદ પડે છે અને દ્વેષ વધે છે, અને પરસ્પર ક્લેશ વધી દુઃખી થાય છે માટે હે પ્રભુ! હમારા રાષ્ટ્રમાં સુશિક્ષણનો સર્વત્ર પ્રસાર થાઓ અને સર્વ સુશિક્ષિત થઈ જાણે સર્વની એકજ દેહ છે એવો ઐક્યતાનો ભાવ સર્વ મધ્યે ઉતપન્ન થાઓ **ओ३म् शान्ती**.

**પ્રિય મિત્રો અને સુજ્ઞ બંધુઓ,**

આપણી અધોગતીનું મુખ્ય કારણ વિદ્યાની ખોટને લીધેજ છે. જે આપ સર્વ કોઈ જાણો છો. પરંતુ એ ખોટ પુરી કરવી એ આપણું કર્તવ્ય છે. જગત નિયંતા પરમેશ્વરે આપણુને અનેક વૈભવોની સાથે જ્ઞાનની બક્ષિસ આપી છે તેને માટે આપણે તેનો જેટલો ઉપકાર માનીએ એટલો થોડો છે. જે વિદ્યારૂપી જ્ઞાનના પ્રભાવથી કોઇ સમયે આ દેશ જગતગુરૂ તરીકે ઓળખાતો હતો, તેજ દેશ વિદ્યાની ખામીને લીધે, અનેક સંકટોનો ભોગ બની જગતના શિષ્ય તરીકે જોવામાં આવે છે. એનું મુખ્ય કારણ અ-વિદ્યાજ છે. આહા, પ્યારા ભાઇઓ! પોતાથી બનતા પ્રયાસે એ અવિદ્યાની ખામી સુધારવી, અને પોતાની પ્રજાનાં હિતેચ્છુ બની વિદ્યારૂપી ભૂષણોથી પોતાનાં સંતાનને સુશોભીત કરવાં એજ મા બાપોનો મુખ્ય ધર્મ છે. કારણ કે એ ભૂષણથી વિમૂખ રાખનાર માબાપો પુત્રનાં મિત્ર નથી પણ શત્રુ છે. ચાણાક્ય નિતીમાં ક-હ્યું છે કે—

**माता शत्रु पिता वैरी येन बालो न पाठीत ।**
**न शोभते सभा मध्ये हंस मध्ये बको यथा ॥**

**અર્થ**—પોતાનાં સંતાનને વિદ્યાભ્યાસ નહિં કરાવનાર માતા શત્રુ છે અને પિતા વૈરી છે. જેવી રીતે હંસનાં ટોળામાં બગલો શોભાને પાત્ર નથી તેવી રીતે વિદ્વાન પુરૂષોની સભા મધ્યે વિ-દ્યાહિણ પુત્ર શોભાને પાત્ર નથી.

હે આર્ય બંધુઓ! વારંવાર કહેવાની આવશ્યકતા જાણી સ્વયં વિદ્યાધ્યયન કરી પોતાની પ્રજાને વિદ્યાભ્યાસ કરાવસો જેથી સત્યા સત્યાનો નિર્ણય આપજ કરી શકસો. જે પુરૂષ વિદ્યાહિણ હોય છે, તે શાસ્ત્રને જોઇ શકતો નથી અને તેને બકરાંની પેઠે કાન પકડી કળીયુગના પંડીતો જ્યાં બેસાડે ત્યાં ચું ચાં કર્યા વિના તેને બેસવાની જરૂર પડે છે. એનુ પણ મૂખ્ય કારણ અવિદ્યાજ છે.

હે સુખની અભિલાષા રાખનાર ભાઇઓ! અજ્ઞાનાંધકારમાંથી કમ્મર કસી બહાર આવો અને પોતાની પ્રજાને વિદ્યાધ્યયન કરાવી વિદ્વાન બનાવસો ત્યારેજ દુઃખનો અંત આવસે. વિદ્યાહિન રહી સુખની આશા રાખવી એ ઝાંઝવાનાં નિર તૂલ્ય છે. મનુસ્મૃતીમાં

**सर्वं परवशं दुखं सर्वमात्मवशं सुखं।**

**ए तदविद्या समासेन लक्षणं सुख दुःखयोः**

મિત્રો! હમેશાં અજ્ઞાનતાને આધિન રહેવું એ દુખની પ્રાપ્તી છે અને પોતાનાં આત્મવત સર્વને જાણવું એ જ્ઞાન સુખને આપનારૂં છે. માટે સુખનાં અભિલાષી દરેક મનુષ્યે જ્ઞાનની પ્રાપ્તિ માટે વિદ્યાની આવશ્યક્તા જાણી બનતો પ્રયત્ન કરી વિદ્યાનો લાભ મેળાવજો. વિદ્યા સુખદુખને આપનારૂં મુખ્ય કારણ છે. હમારા ભાઇઓ કહેવાને નહિં ચુકશે શું? જે વિદ્યા દુઃખનું કારણ છે? પરંતુ ભાઇઓ! આટલા ઉતાવળા નહિં થતાં જો વિવેક બુદ્ધીથી જોશો તો સહજ આપણને માલમ પડયા વિના રહેસે નહિં કે વિદ્યા સુખનુ

એ કારણ છે અને દુઃખનું એ કારણ છે. ધારો કે મહાન પ્રયાસથી દ્રવ્યનો સંગ્રહ કર્યો છતાં તે દ્રવ્યનો ગેરઉપયોગ દુખને આપવાવાળો છે. તેમજ તેજ દ્રવ્ય સદઉપયોગથી સુખને આપવાવાળુ છે. તેમજ વિદ્યા શિખ્યા તો તેનો ઉપયોગ કરતાં પણ શીખવું જોઇએ. માટે હમારા ભાઇઓ ! પોતાનાં સંતાનને સદવિદ્યાનાં અભ્યાસી બનાવવા ચુકસો નહિં. કારણ કે સદવિદ્યાના અભાવથી મનુષ્યો અજ્ઞાન રહી, પરવશ બની ગાડરીઆ પ્રવાહથી દુઃખના ભોક્તા થઈ પોતાનાં મનુષ્યાદેહનું અણહિત કરવાને ચુકતા નથી એ કેટલું બધું શોચનિય છે. હાલનાં સમયમાં પરવશતાંના દાસ બની ધર્મ કાર્યમાં જે ઝગડા ચાલી રહયા છે તેનુ મુખ્ય કારણ પણ અવિદ્યાજ છે. માટે મારા વ્હાલા ભાઇઓ ! આપ પોતાનું અને પોતાની પ્રજાનું ભલું ઇચ્છતા હોવ તો વિદ્યાભ્યાસને માટે ઉત્સુક બનો જેથી તમારો અને હમારો મનુષ્યાદેહ શોભાને પાત્ર થસે. અવિદ્યાથી કોઇ કાળે આ દેહ શોભે એ આશા મૃગતૃષ્ણાવત છે માટે ચાણાક્ય નિતીમાં કહ્યું છે કે—

**रूप यौवन संपन्ना विशाळ कुळ संभवा**
**विद्या हिनां न शोभंते निर्गन्धा इव कीं शुका**

**અર્થ**—રૂપ અને યોવનયુક્ત સારાં કુળને વિષે ઉતપન્ન થયેલ પુરૂષ વિદ્યારૂપી ગુણ ન હોવાથી જન સમૂહને અપ્રિય થઇ શોભાને પાત્ર નથી જેવી રીતે કેશુડીનાં ફૂલ લાલ સૂંદર જોવા માત્રનાંજ છે પરંતુ સુગંધરૂપી ગુણ નહિં હોવાથી સર્વને અપ્રિય હોય છે

જેથી તેનુ કોઇ સુઉપ્યોગ કરતું નથી. તેજ પ્રમાણે વિદ્યાહિન મનુષ્ય સર્વને અપ્રિય હોય છે એ સ્વાભાવિક છે.

મારા હિતેશ્રી ભાતૃગણ ! ઉન્નતીનું મૂળ કારણ વિદ્યાજ છે જેને માટે આળસ, અભિમાન, દ્વેસ, તથા કુસંપને છોડીને પોતાનું તથા પોતાની ન્યાતનાં ભલાંને માટે જેટલો પ્રયાસ કરસો તેટલો ઓછો છે.

બંધુઓ ! જ્યારે બ્રીટીશ ગવર્નમેંન્ટનાં જેવાં ન્યાયી રાજ્યમાં આપણે ન્યાયપૂર્વક વર્તી આપણા સ્વધર્મરૂપી વિદ્યાને ગ્રહણ નહિં કરીશું તો તે આપણીજ ભૂલ છે માટે વિદ્યારૂપી આભૂષણ ધારણ કરી, આ દેશ તેમજ જ્ઞાતીને શોભાવસો તોજ મનુષ્યાદેહની સાર્થકતા છે. પાખંડી પુરૂષોએ જે સ્વાર્થને ખાતર કુસંપનાં બી-જ વાવ્યાં તેનાં અનુયાયી નહિં બનતાં સત્યાસત્યાનો વિચાર કરી, પોતાનું જીવન ગાળસો અને પોતાના ધારેલા હેતુ પાર પાડવાને શક્તિવાન બનવાનું મુખ્ય કારણ વિદ્યાજ છે માટે આવી અમૂલ્ય તક ન ગુમાવતાં, એકયંતાથી અનાચારને ન વળગી રહેતાં દ્રવ્યનો સંચય કરી, પોતાના સ્વધર્મયુક્ત બની પોતાની જ્ઞાતી તથા પોતાના દેશની લાગણીને અંતરમાં જન્મ આપસો તો મનુષ્ય જીવન સફળ થસે, કારણ કે જેનો ઉદય છે તેનો અસ્ત છે, જ્યાં ચઢતી છે ત્યાંજ પડતી પણ છે. છેવટમાં આ સર્વ બાબતની પ્રાપ્તિ કરવાને માટે મૂખ્ય વિદ્યાજ છે. કારણ કે વિદ્વાન સર્વત્ર પૂજાય છે. તેમજ આપત કાળમાં વિદ્યાનાં આશ્રયથી દુઃખની વેદનાને જાણી શકતા નથી, માટે સર્વ ભુષણ મધ્યે વિદ્યાનું ભુષણ ઘણુંજ શ્રેષ્ટ છે.

**नक्षत्राणां भूषणं चंद्रो स्त्रिणां भूषणं पतिः**
**प्रथ्विनां भूषणं राजा विद्या सर्वस्य भूषणं**

અર્થ—સર્વે તારાઓની અંદર જેમ ચંદ્રમા ભુષણરૂપે શોભે છે, તેમજ સ્ત્રી પોતાનાં પતિથી શોભે છે, અને રાજા પોતાની પૃથ્વી ( પ્રજા ) થી શોભે છે, અને વિદ્યાએ સર્વનું ભૂષણ છે.

**विद्या ददाति विनयं विनया द्यापी पात्रताम्**
**पात्र त्वा द्धनं माप्नोति धनंधर्म ततः सुखम्**

અર્થ—મનુષ્યને વિદ્યા ( વિનય ) નમ્રતાને આપવાવાળી છે, તે નમ્રતાના યોગે મનુષ્ય માત્રમાં વિશ્વાસુ બને છે. અને વિશ્વાસુ-પણાંના યોગે કરી મનુષ્ય અનેક દ્રવ્યનો સંચય કરે છે, તે દ્રવ્યના યોગે પરમાર્થરૂપી બની મોક્ષપદને મેળવે છે.

**अनेक शंशयो छेदी परोक्षार्थ स्वदर्शकं**
**सर्वस्य लोचनं शास्त्र यस्यनी सत्यं एवसः**

અર્થ—અનેક સંશયોને ટાળનારૂં જે વેદશાસ્ત્ર, અને પરોક્ષ અર્થને દેખાડનારૂં શાસ્ત્ર સર્વનાં નેત્રસમાન છે, અને જેઓ એવાં વેદશાસ્ત્રની વાત જાણતા નથી અને તેનાથી અજ્ઞાન રહે છે. તેઓ અંતર ચક્ષુ વિનાના કહો કે આંધળાજ છે. કારણ કે તેઓ વિ-દ્યાના અભાવે સાર અસારનો વિચાર ન કરતાં પોતાની બુદ્ધી જે કબુલ કરે તેજ પ્રમાણે વર્ત્યાં જાય છે. પછી ભલે તે ખોટું હોય

યા ખરૂં, અને પાછળથી તેનો પસ્તાવો સરખો પણ કરતા નથી એ બધી મૂર્ખતાનું કારણ અવિદ્યાજ છે.

**विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्न गुप्तंधनं**
**विद्याभोग करीयशः सुखः करी विद्या गुरुणां गुरु**
**विद्या बंन्धु जनो विदेश गमने विद्या परंम् दैवतम्**
**विद्या राजषु पूज्यते नतु धनं विद्या विहीनः पशुः**

**અર્થ**—વિદ્યા એજ મનુષ્યનું અધીક રૂપ, તેમજ ઢાંકેલુ ગુપ્ત ધન, ભોગ, યશ, સુખને આપનારી ગુરૂની પણ ગુરૂ, પ્રવાસમાં બંધુજન સમાન અને પરમ દૈવતરૂપ છે.

અહો જુઓ કે જે રાજ્ય દરબારમાં પણ વિદ્યાજ પૂજાય છે કિંતુ ધન પૂજાતું નથી માટે વિદ્યાહિન મનુષ્યને પશુસમાન જાણવો.

**मातेव रक्षति पितेवहिते नियुक्ते, कान्तेव**
**चाभिरमयत्य पनिय खेदं ॥ लक्ष्मिं तनोतिच**
**दिक्षु कीर्तिकीं कीम्न साध्यति कल्प लतेव विद्या**

**અર્થ**—વિદ્યા માતાની પેડે રક્ષા કરે છે પિતાની પેઠે હિતમાં જોડે છે સ્રીની પેઠે ખેદને ટાળી આનંદ પમાડે છે, લક્ષ્મિને વધારે છે અને સર્વ દીશામાં કિર્તીને વીસ્તારે છે, તો તે કલ્પતરૂની પેઠે શું શું મેળવી આપતી નથી. અર્થાત આપણી અને જનસમાજની

સર્વ આશા પૂર્ણ કરે છે. કારણ કે વિદ્યા બરાબર શિખ્યાથીજ ધંધા રોજગાર, હુન્નરકળા, વેપાર વણુજ, વિગેરે સર્વ ધંધા યથાર્થ જાણી શકાય છે. અને ધંધા રોજગાર શીખ્યાથીજ કમાવાનાં તેમજ આપણા ગુજરાનનાં સાધન પણ બરાબર મળે છે. આ ઉપરથી હું એમ નથી કહી શકતો કે દરેકે વકીલ અને બેરીસ્ટરજ થવું (અલબત જેઓને પૈસા સંબંધીની વ્યવસ્થા હોય તેઓને તેમ કરવાની જરૂર છે) પરંતુ માણસ માત્રે પોતાનાં ધર્મ સંબંધીનું જ્ઞાન એટલે વિદ્યા મેળવવાની ખાસ જરૂર છે. માટે આશા છે કે હમારા બંધુઓ અવિદ્યારૂપી અંધકારમાંથી મુક્ત થઇ વિદ્યા (જ્ઞાન) રૂપી દિપક સળગાવી અંધકાર દુર કરશે.

**विद्या विनयो पेतो हरति न चेतांसि कस्य मनुजस्य ।**
**कांचन मणी संयोगो न जनयति कस्य लोचना नंद**

**અર્થ**—વિદ્યા અને વિનયવાન પુરૂષ કયા પુરૂષનાં ચિતને હરણ કરતો નથી સૂવર્ણ તથા મણીનાં યોગથી કોનાં નેત્ર આનંદ પામતાં નથી. છેવટમાં હમારી આપ સર્વ વાંચકવૃંદ પ્રત્યે એટલીજ નમ્ર યાચના છે કે, આપણી ન્યાતમાં જે અજ્ઞાનતા પ્રસરેલી છે તે અજ્ઞાનરૂપી અંધકારમાંથી આપ સર્વે બચો અને વિદ્યાનું ગૃહણ કરી સર્વ મનુષ્યો આગળનાં રૂષીમૂનીનાં ઉંચ પંક્તિનાં સંતાન કહેવરાવવાને વધારે મગરૂર યાને (લાયક) બનો, તોજ આપણો આ શુભ પ્રયાસ સાર્થક ગણાસે. પરમાત્મા હમારા બંધુઓને અને તેમાં મૂખ્યત્વે કરીને હમારી જ્ઞાતના આગેવાનોને સુબુદ્ધી આપો કે જેથી

તેઓ સત્યાસત્યનો વિચાર કરી હમારા હાલના નવા ઉગતા છોડરૂપી યુવકભ્રાતાઓને યોગ્ય નિર્ણય આપસો એવી આશા છે. પરમાત્મા હમારા કાર્યમાં અનેક રીતની ફતેહ આપો.

## ओ३म् शान्ती.

લી૦ શુભેચ્છક, મિસ્ત્રી દયારામ કસનજી પાંચાળ, પારડી
હાલ મુ૦ મુંબઇ પરેલ.

## ओ३म्

### ( રાગ બીહાગની ગજલ. )

સ્વજ્ઞાતી બંધુ પ્યારા કંઇ વિચાર મન કરો,
વેદ કહે છે પોકારીને સ્વધર્મમાં રહો
સ્વધર્મ શું છે આપણો વિચાર મન કરો સ્વજ્ઞાતી.

માયામાં રહી મોહયા સર્વ શું ક્રોધમાં ફરો,
મોહ ક્રોધ ત્યજન કરી સ્વધર્મને ધરો સ્વજ્ઞાતી.

રાગ દ્વેષ ત્યજી કરી સુસંપમાં રહો,
સ્વધર્મ ગ્રહી સુકર્મ કરી સુખશાન્તી લ્યો સ્વજ્ઞાતી.

જ્ઞાન શક્તિ અસ્ત થઇ હાય દુર્બળો થયા,
ગયા સહુ કલેવરો વધ્યા બીમારીઓ સ્વજ્ઞાતી.

બાળ લગ્ને ભ્રમિત કર્યા હાય સજ્જનો,
પિડીત થયા નાશ પામ્યો મૂળ તત્વનો સ્વજ્ઞાતી.

સુંદર મુખ ઝાંખુ થયું પુરૂષાર્થ કયાં ગયું,
નિર્માલ્ય જેવા ભ્રમિત બની રઝળતા દીસો                    સ્વજ્ઞાતી.

મગજ શક્તિ વાપરીને કારણો જુવો,
બ્રહ્મચર્યને વિદ્યા વિના બન્યા છે નિર્બળો                    સ્વજ્ઞાતી.

હવે સુજ્ઞ બ્હેન અને આર્ય બંધુઓ,
સ્વજ્ઞાત વિષે ચિત્ત લગાડી સ્વર્ગ સુખ લ્યો                    સ્વજ્ઞાતી.

કૃપા કરી કૃપાળુ હમોને ઉગારસો,
દયા કરી દયાળુ પાપ કાપી નાંખસો                    સ્વજ્ઞાતી.

લી - સેવક, **રામજીભાઇ જીવણભાઇ પારડી**

હા૦ મુ૦ મુંબઇ, પરેલ.

---

### ओ३म्

# स्त्रि केळवणी.

**तदेवाग्नि स्तदादित्य स्तद्वायु स्तदु चन्द्रमाः**
**तदेव शुक्रं तद्ब्रह्मताआपः समजापतिम्**

**અર્થ**—સર્વ જગતનું કારણ જે એક પરમેશ્વર છે. ( **अग्नि** ) સર્વોત્તમ જ્ઞાન સ્વરૂપ છે. જેનો નાશ ન થાય. અને સ્વપ્રકાશ છે

( **आदित्य** ) સર્વ જગતનો ધારણ કરનાર અનન્ત બળવાન પ્રાણોથી પ્રિય છે ( **वायुः** ) આનંદ સ્વરૂપ અને સેવકોને પરમાનંદ દેનાર ( **चंद्रमा** ) ચૈતન્ય સ્વરૂપ બ્રહ્મ જગતનો કર્તા ( **तद्ब्रह्म** ) ધર્માત્મા સ્વભક્તોને વિદ્યાદિ સદ્ગુણો દ્વારા વૃદ્ધિ કરનાર છે. પરમાત્મા સર્વ સચેતન અને સર્વત્ર વ્યાપ્ત હોવાથી સર્વ જગતનો પતી અને પાલન કરનાર હમારો ઇષ્ટ દેવ છે.

## પ્રિય ભ્રાતૃવર્ગ અને સુજ્ઞ બ્હેનો,

આજ કાલ ભારત વર્ષની તેમજ મૂર્ખત્વે કરી આપણી ન્યાતની અવનતી થવાનું કારણ આપણી ન્યાતમાં સ્ત્રીઓને શિક્ષણ આપવામાં આવતું નથી એજ છે. જ્યારે હમારા વડિલોને આ બાબત કહેવામાં આવે છે ત્યારે તેઓ ચોખ્ખું કહે છે કે, હમે તો જે અસલથી ચાલતું આવ્યું તેજ પ્રમાણે વર્તીશું. તો હમોને ખેદ ઉત્પન્ન થાય છે કે આપણે આપણા કહેવા પ્રમાણે અને અસલનાં મહર્ષિઓનાં વાકયને ક્યાં માનોછો તેનાં દ્રષ્ટાંત તરીકે અત્રે કાંઇ લખીએ તો તે અયોગ્ય નહિ ગણાય. જુઓ કે આગળના જમાનામાં સતી સિતા, દ્રોપદી, અનસૂયા, સાવિત્રી, મંદોદરી વિગેરે અનેક સતીઓ હતી. શું તેઓ અભણ હતી, નહિં, નહિં. તેઓ અભણ નહોતી પણ એનાં દ્રષ્ટાંતમાં આપને થોડું નીચે જણાવીશ.

જો ભારત વર્ષની દેવીઓ અભણ હતી તો તેઓ સ્વામી શંકરાચાર્ય જેવા મહાત્મા સાથે શાસ્ત્રાર્થ કરવાને પણ ચુકી નથી. શું આપને ખબર નથી કે જ્યારે સ્વામી શંકરાચાર્યનો શાસ્ત્રાર્થ સ્વામી

મંડન મિશ્ર સાથે થયો, ત્યારે મંડન મિશ્ર હારી જવાથી તેમની વિદુષી વિદ્યાધરી સ્ત્રિએ ભરી સભા મધ્યે જણાવ્યું કે મારા પતિ હાર્યા નથી, કારણકે જ્યાંસુધી મને જીતી શકો નહિં ત્યાંસુધી તમારો જીત્યાનો હક્ક કહેવાસે નહિં. કારણકે હું તેમની અર્ધાંગના હાજર છુ માટે મારી સાથે શાસ્ત્રાર્થ કરી મને જીતી લેસો ત્યારે સમજાશે કે મંડન મિશ્ર હારી ગયા છે. એ પ્રમાણે ભરી સભામાં કહી શંકરાચાર્ય સાથે શાસ્ત્રાર્થ કરી, બતાવી આપ્યું છે કે ભારત વર્ષની સ્ત્રીઓ વિદ્યાને ગૃહણ કરનારી હતી ( છે ).

મિત્રો ! જ્યાંસુધી સ્ત્રિઓને—કહો કે આપણી પુત્રીને જ્યાંસુધી શિક્ષણ નહિં આપસો ત્યાંસુધી આપણી મહેનત અવસ્ય નિષ્ફળ જસે એ સ્વભાવીકજ છે. જુઓ કે

વેદમાં કન્યાઓને ભણાવવાને માટે સ્પષ્ટ આજ્ઞા આપી છે.

**ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम्**

જેમ છોકરાઓ બ્રહ્મચર્યનું સેવન કરી પૂર્ણ વિદ્યા અને સુશિક્ષણને પ્રાપ્ત કરી પ્રિય અને અનુકુળ યુવતી વિદુષિયો સાથે પાણી ગૃહણ કરે છે તેજ પ્રમાણે, કન્યાઓ પણ બ્રહ્મચર્યનું સેવન કરી વિદ્યા ભણી ઉત્તમ સુશિક્ષીતને પ્રાપ્ત કરી પૂર્ણ યુવાવસ્થામાં પોતાના સદ્રસ પ્રિય વિદ્વાન યુવક યુક્ત પુરૂષ જોડે પાણી ગૃહણ કરે છે. જુઓ ભારતની રાજપુત્રીઓ વિદ્યાને વિષે અનુકુળ હતી જેથી પોતાના સ્વામિ પ્રત્યે યુદ્ધમાં લડવાને પણ મદદ કરવા ચુકી નથી.

રાજા દશરથની રાણી કૈકે તથા ગાર્ગી વીગેરે સ્ત્રિઓ પોતાનાં વિદ્યાના બળથી પતિવ્રત ધર્મને પાલન કરી રહી હતી. જુઓ સિતાજી તથા દ્રોપદી વીગેરે અનેક સતિઓનાં પતિવ્રતના દાખલા હાલની સ્ત્રીઓને છાપ આપનાર થઇ પડે છે. પૂર્વકાળની આર્ય પ્રજા પોતાનાં સંપૂર્ણ બળથી સંસારમાં રહી પોતાના આત્માની તેમજ જન સમાજની ઉન્નતિ થાય તેવો પ્રયાસ કરતી હતી. જ્યારે હાલના સમયમાં સ્ત્રિઓને શિક્ષણની ખામીને લીધે, સ્ત્રી અને પુરૂષોનો દેવાસુર સંગ્રામ હમેસાં થાય એ ઘણુંજ શોચનિય છે. પોતાની માતૃભાષા સુધારવાને મૂખ્ય સ્ત્રિ શિક્ષણની જરૂર છે. પૂર્વકાળમાં વિદુષી સ્ત્રીઓ પોતાના બાળકોને પાસે બેસાડી અષ્ટાધ્યાયી તથા સુત્ર ગાયત્રી વિગેરે કંઠાગ્રે કરાવતી હતી જેથી મોટપણમાં તે પ્રજા વિદ્વાન થવાનો પ્રસંગ મળે એ સ્વભાવીકજ છે. જેવી રીતે અભિમન્યુને પણ પોતાની માતાના ગર્ભવાસમાંજ સંસ્કાર પડયા હતા કે જેથી તે એક મહાન ચક્રવર્તિ યોદ્ધો, કળાવાન, અને મહાન નિતિકાર નિવડયો કે જેને આપણે દેવ તરિકે પૂજીએ છીએ. તેઓને આટલે દરજ્જે વિદ્વતા સંપાદન કરવાનું કારણ તેઓની માતા સુશિક્ષીત હતી. તે સિવાય રામચંદ્રજી, લક્ષ્મણજી, ભરતજી, ધર્મરાજ, તથા અર્જુનજી વીગેરે વિર પુરૂષોનાં ચરીત્રથી અને કરેલાં કર્તવ્યથી આપણને તેઓની સુશિક્ષીત માતાનુંજ ભાન થાય છે.

શું આવા બહાદુર પુરૂષની માતા અશિક્ષીત હતિ? કદાપી નહિં. પ્રિય બંધુઓ જેમ જેમ કાળ ક્રમ રૂપી ચક્ર ફરતું જાય છે તેમજ

મનુષ્ય સ્વભાવની રીત ભાત, સાંસારીક, વ્યહવારીક, અને આત્મીક, શક્તિ વિગેરે બાબતોની અંદર અનેક પ્રકારના ફેરફારો થતા જાયછે.

મિત્રો! અત્યારે જે કાંઇ કહેવાનું છે તે માત્ર એટલુંજ છે કે પ્રાચિન કાળમાં સ્ત્રી પુરૂષો પોતાની જીંદગી કેવળ સ્વર્ગ સમાન સુખમાં ગાળતાં, એટલુંજ નહિં પણ પરમાર્થમાં જીંદગી ગાળતાં હતાં. જ્યારે આજ કાલનાં સ્ત્રી પુરૂષો પોતાની જીંદગી કેવળ દુખી અવસ્થામાં ગાળી સંસારમાંજ નર્કનો અનુભવ કરી દીન પ્રતીદીન તેથી પણ વિશેષ અધમ દશાને પ્રાપ્ત કરતા જાય છે. તેનું મુખ્ય કારણ શું છે તે તપાસવાને આપણે કાંઇક પ્રયત્ન કરવો આવશ્યક છે.

## यथात्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत

**અર્થ**—દરેક વાહનને માટે બે સારાં ચક્રની જરૂર પડે છે તે સૌ કોઇ જાણે છે. જન સમાજ રૂપી વાહનને ચલાવવાને માટે સ્ત્રી અને પુરૂષ રૂપી બે સારાં મજબુત ચક્રની જરૂર છે. જ્યારે આ ચક્રો સારી સ્થિતીનાં હોય છે ત્યારેજ જનસમાજ રૂપી વાહન સારી ગતી પ્રાપ્ત કરે છે.

પ્રાચીન કાળના સ્ત્રી પુરૂષો બંન્ને સમાન પ્રતિજ્ઞા પાળક, પતી તથા પત્ની ધર્મપરાયણ ધર્મચુસ્ત સ્વકર્તવ્ય યુક્ત વિગેરે અનેક ગુણોથી મજબુત અવસ્થા ભોગવતા હતા. ત્યારે તેઓની જીંદગી ઘણીજ સરળતા તથા આનંદથી નિર્વિઘ્ને પસાર થતી હતી. ત્યારે સ્ત્રી અને પુરૂષોની ખરેખરી કિંમત હતી. માટે મારા ભ્રાતાઓ, હવે અનેક પ્રકારના ઝઘડાનો અંત આણી, ઐકયતાનો ભાવ લાવી,

( ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો ) એ વાક્યને અનુસરી કન્યાને શિક્ષણ આપવાનો દૃઢ નિશ્ચય કરસો તોજ આપણી સાર્થકતા ગણાસે.

પ્રિય બંધુઓ ! હાલમાં આપણે સ્ત્રીઓને જે નીચ અવસ્થામાંજ નાંખી મુકી તેને બીલકુલ શિક્ષણ નહિં આપી અને ભવીસ્યની આપણી પ્રજાનું આપણે અણુહીત કરીએ છીએ, એમાં કોઇ પણ બાબતનો શક નથી. સ્ત્રીઓને શિક્ષણ આપવું એટલે નહિ કે તેને (મેટ્રીક કે બી. એ.ની પરિક્ષા અપાવવી.) પરંતુ તેઓને ગુજરાતી સિખવી, ધાર્મિક શિક્ષણ આપવાની મુખ્ય જરૂર છે. જો સ્ત્રીઓ કેળવાયેલી હશે તોજ આપણી પ્રજા કેળવાસે અને જો સ્ત્રીઓને કેલવણી નહિં આપવામાં આવસે તો પછી આપણી અને આપણી પ્રજાની અધોગતીજ છે એમ આપણે વગર વિલંબે માનવું પડસે. પરમાત્મા હમારી માતાઓ અને સુજ્ઞ બ્હેનોને સુબુદ્ધી આપો અને તેઓપણ સિતા, દ્રૌપદી વિગેરેનું અનુકરણ કરે, અને પોતાની રંક પુત્રીઓને શિક્ષણ આપે એવીજ આશા રાખી આ લેખની અંદર જે જે ખામી હોય તેની માફી માંગી સમાપ્તિ કરીસું. અને હમારૂં લખાણ જનસમૂહને પસંદ પડે અને તેનો સુઉપયોગ કરે તોજ હમારો પ્રયાસ સાર્થક ગણાસે. નમસ્તે, આર્ય ભ્રાતાઓ અને વિદ્વજનોને. **ओ३म शान्ती.**

**લી૦ મિસ્ત્રિ દયારામ કસનજી પંચાલ પારડીવાળા**

હાલ મુ૦ મુંબઇ **પરેલ.**

———o———

ओ३म्

# बाळलग्न.

**यो देवोऽग्नौ योऽप्सुयो विश्वं भूवन माविवेश**
**य औषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमोनमः श्वे.**

**અર્થ**—જે દેવ અગ્નિ તથા પાણીમાં છે, જે સમસ્ત લોકમાં વ્યાપી રહ્યો છે, જે ઔષધિ તથા વનસ્પતિમાં છે, તે દેવને વારવાર નમસ્કાર હો.

મારા સુજ્ઞમિત્રો ! આપણે દિન પ્રતિદીન પોતે સારી સ્થિતી ઉપર આવવાને પોતાની જીંદગી સુખ શાન્તિમાં નિર્ગમન કરવાને, પોતાની જ્ઞાતિ ઉપર લાવવાને, વિદ્યા અભ્યાસ કરવાને, પોતાનો સ્વ ધર્મ પાળવાને, પોતાની પ્રજા સુધારવાને, તેમને સારે રસ્તે દોરવાને, અને તેમને કેળવણી આપવા, વિગેરે વિગેરે કાર્ય કરવાને, ઘણા ઘણા યત્ને કરી લાગણી પૂર્વક મહેનત કરીએ છીએ, છતાં તે મહેનતમાં આપણે નિષ્ફળ થઇએ છીએ. શા કારણથી મહેનત કર્યા છતાં પોતાની ન્યાતી ઉંચ પંક્તિ ઉપર નથી આવતી ? તો તેનું કાંઇક મોટું કારણ હોવું જોઇએ. એવું શું કારણ હોવું જોઇએ કે જેવી તે આપણી જ્ઞાતીમાં શું ખામી હોવી જોઇએ કે જેથી કરી આપણો શ્રમ નિષ્ફળ જાય છે. તો તે વાત આપણે ઘણીજ બારીકીથી

તપાસી જોઇસું તો તેનું કારણ એજ છે કે આપણી જ્ઞાતીમાં એવો જે ઘણો ધિક્કારવા લાયક અતિ દુષ્ટ, ઘાતકી, બાળલગ્નનો રિવાજ પડેલો છે કે જે રીવાજે કરીનેજ આપણે દરેક કાર્યને વીસે નિષ્ફળ જઇએ છીએ. એમ ચોક્કસ કેહી શકીસું કે, જે ઘાતકી રીવાજે કરીનેજ આપણી જ્ઞાતી એટલીતો નીચ પંક્તિ ઉપર આવી ગઇ છે કે દિન પ્રતીદીન પોતાની વય કેવી રીતે નિર્ગમન કરવી, તે વિચારમાં આવી નિર્માલ્ય થતી જાય છે. એજ ઘાતકી રીવાજે કરીને નથી બ્રહ્મચર્યવ્રત પાળતું, નથી વિદ્યાભ્યાસ થતો, નથી સ્ત્રી કેળવણી અપાતી, નથી સ્ત્રી ધર્મ પળાતો, નથી ધન સંગ્રહ થતું, નથી પુરૂષ વર્ગને શિલ્પકર્મ શીખાતું વિગેરે એવા અનેક ગેરફાયદા થાય છે અને જ્યાંસુધી બ્રહ્મચર્ય વ્રત ન પળાય, વિદ્યાભ્યાસ ન થાય, સ્ત્રી કેળવણી ન થાય, અને સ્વધર્મ ન પળાય ત્યાંસુધી ઉંચ બુદ્ધી પ્રાપ્ત થતી નથી. અને જ્યાંસુધી ઉંચ બુદ્ધી ન પ્રાપ્ત થાય ત્યાંસુધી પોતાની જ્ઞાતિ કોઇ કાળે પણ ઉંચ પંકતીને પહોંચવાની નથી. તો મારા વ્હાલા મિત્રો! જે ઘાતકી રીવાજે આવી અસહ્ય આપત્તી સહન કરવી પડે છે, તો શા માટે એ ઘાતકી રિવાજને આપણે દુર ન કરી શકીએ? અવસ્ય એ રિવાજને દુર કરી પ્રાચિન રિવાજને ગ્રહણ કરવાની જરૂર છે, અને જ્યાંસુધી પ્રાચિન રિવાજ ગ્રહણ નહીં કરીશું ત્યાંસુધી સુખ અને શાન્તીનાં ઉંચ વિચારો અને ઉંચ પદવીને પહોંચીસું નહિં. માટે મહાશયો! ચેતો અને ચેતો અને ચેતીકરી એવા ઘાતકી રીવાજને જડ મૂળથી કાપી નાંખીને, એવા જે સુખ પ્રાચીન રિવાજનાં બીજ વાવો કે જેથી તેનાં ફળ અમૃતતુલ્ય પેદા થાય.

હવે પ્રાચીન રિવાજ તરફ આપણે જોઇશું તો શાસ્ત્રોમાં વિદીત છે કે છોકરાઓ અને છોકરીઓને બ્રહ્મચર્યવ્રત પળાવી, વિદ્યાભ્યાસ કરાવી, પુરૂષને તેમજ સ્ત્રીને કેલવણી આપી લાયક વય થયે લગ્ન સંબંધ જોડવામાં આવતો હતો. લાયક વયે પહોંચ્યા સુધી લગ્ન સંબંધ જોડતા નહિ. મહા નિર્વાણતંત્રમાં કહ્યું છે કે:

**अज्ञात पति मर्यादा मज्ञात पति सेवनम्**
**नोद्वाहये तिताबाला मज्ञात धर्म शासनम्**

**અર્થ**—કન્યા જ્યાંસુધી પતીના મર્યાદા સેવા તથા ધર્મ શાસ્ત્રમાં કહેલા સ્ત્રીધર્મથી અજાણ હોય ત્યાંસુધી પિતાએ તેનો વિવાહ કરવો નહિ. વળી વૈદકશાસ્ત્રનાં સુશ્રુત ગ્રંથમાં સૂત્ર સ્થાનમાં પાંત્રીસમા અધ્યાયમાં કહે છે કે:

**पंचविंशे ततोवर्षे पुमान नारीतु षोडशे**
**समत्वागतावियौं तौ जानीयात् कुशलो भीषक्**

**અર્થ**—જન્મથી પચ્ચીસમે વર્ષે પુરૂષ અને સોળમે વર્ષે સ્ત્રી એ બંન્નેને સમાન વિર્ય પ્રાપ્ત થાય છે. આયુર્વેદનાં સુશ્રુત ગ્રંથમાં શારીર સ્થાનના દશમા અધ્યાયમાં કહ્યું છે કે:

**ऊनषोडश वर्षायाम् माप्तः पंचाविंशतम्**
**यद्याधत्ते पुमान गर्भ कुक्षीस्थः सविनस्यति**

**અર્થ**—સોળ વરષ પુરાં થયા વિનાની સ્ત્રીને પચ્ચીસ વર્ષ

પુરાં વિનાના પુરૂષથી ગર્ભ ધારણ થાય તો તે નાશ પામે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:

**जातोवान चीरंजीवे ज्जीवेद्वा दुर्बलेन्द्रीयः**
**तस्मादत्यंत बालायाम गर्भाधानं नकारयेद्**

અર્થ—અને કદી જન્મે તો જીવે નહિં, અને જીવે તો દુર્બળ રહે તેથી બાળક સ્ત્રીને વીર્ય ગર્ભાધાન કરવો નહિં. માનવ ધર્મશાસ્ત્રના નવમા અધ્યાયમાં કહ્યું છે કે:

**त्रीणीव वर्षान्यु दीक्षेत कुमार्यृतु मतिसती**
**ऊर्ध्वं तस्मातु काला देर्वींदेत सदृशं पतिम्**

અર્થ—કન્યાએ રૂતુમતી થયા પછી ત્રણ વર્ષ સુધી પોતાથી અધીક ગુણવાળા વરની વાટ જોવી. તેટલામાં તેવો વર ન મળે તો પછી પોતા સરખા ગુણવાળા વરને પરણવું.

ઉપરનાં પ્રમાણોથી સ્પષ્ટ જણાય છે કે સ્ત્રી અને પુરૂષને વયે આવ્યા સીવાય સંબંધ જોડવામાં આવે તો તેથીજ પ્રજા નિર્બળ અને અલ્પાયુષી પેદા થાય છે તો એવા ઘાતકી રીવાજને જલદીથી દુર કરો અને પ્રાચીન રીવાજને પકડો કે જેથી પ્રજા રૂષ્ટપૃષ્ટ અને આયુષ્યવાન ઉત્પન્ન થાય, અને તેમને બ્રહ્મચર્ય પળાવી વિદ્યાભ્યાસ કરાવી, કેળવણી આપી, અને લાયક ઉમ્મરે લગ્ન સંબંધ જોડો તો પછી તેની પ્રજા કેવી ઉત્પન્ન થાય છે, અને તે કેવે ઉંચે દરજ્જે

અને તે થોડાજ કાળમાં જણાઇ આવસે, કારણકે જેવા માબાપના સંસ્કાર તથા ગુણો હોય છે તેવાજ સંસ્કાર તથા ગુણ તેમની પ્રજામાં ઉતરે છે. વિશેસે કરીને પોતાની માતાના જેવા સંસ્કાર હોય તેવાજ છોકરાઓમાં ઉતરે છે. તેટલા માટે સ્ત્રીને કેળવણી આપવાની જરૂર છે. પણ તે કેળવણી ક્યારે અપાય કે જ્યારે ઘાતકી બાળલગ્નનો રિવાજ બંધ થાય તોજ કન્યાઓને કેળવણી આપવાનો સમય આવે. માટે મારા સુજ્ઞ મિત્રો! પોતાનાં જ્ઞાન ચક્ષુને ખુલ્લાં કરી અત્યન્ત હાનીકારક રિવાજનો સમુળો નાશ કરી પ્રાચીન રિવાજનાં બીજ વાવી અને વિદ્યા અને કેળવણી રૂપી જળનું સિંચન કરો; કે જેથી થોડાજ વર્ષમાં તે બીજો પ્રફૂલીત થઇ આવે. હવે બાળલગ્નથી થતા ગેરફાયદા તરફ આપણે નજર કરીસું તો તેનો અંત નઆવે એવું છે છતાં સૌને તેનો અનુભવ છે કે એ ઘાતકી રીવાજે કરી આપણે જોઇએ છીએ કે જે વખતે લગ્ન થાય છે તે વખતે છોકરાની ઉમ્મર આઠ દશ કે વધુમાં વધુ બાર વરસની હોય છે અને છોકરીની ઉમ્મર છ આઠ કે વધુમાં વધુ દશ વરસની હોય છે અને એથી પણ નાની ઉમ્મરનાં હોયને લગ્ન થાય છે. હવે લગ્ન થયા બાદ બે ચાર વરસ તો વચ્ચે નહિં જાય એટલે તેમનાં અભણ માબાપો તેમનું અનિષ્ટ કરનારા શત્રુ તુલ્ય એમ સમજે છે કે આપણે છોકરાઓનુ હિત ઇચ્છીએ છીએ એમ સમજી તેમને ગૃહસ્થાશ્રમમાં નાંખે છે. કે જેથી તેઓ પુરૂષ અને સ્ત્રી વયને પહોંચેલાં નહિં છતાં તેમને પ્રજા પ્રાપ્ત થાય છે. હવે મારા વ્હલા મિત્રો, કહો કે એઓ બ્રહ્મચર્ય વ્રત ક્યારે પાળે અને કેવી રીતે પોતાનું શરીર રૂષ્ટ પુષ્ટ રહે.

અને કેવી રીતે વિદ્યાભ્યાસ કરે અને કેવી રીતે કેળવણી પામે, કેવી રીતે સ્ત્રી ધર્મ શીખે, અને કેવી રીતે પુરૂષ શિલ્પકર્મ શીખે, અને પોતાનું તથા પોતાની સ્ત્રીનું પોષણ કરવાની તો પોતામાં શક્તિ નથી તો એવા સમયમાં પ્રજા ઉત્પન્ન થઇ તો તેમનું કેવી રીતે પોષણ કરી સકે અને કેવી રીતે દ્રવ્ય મેળવી શકે. કોઈ પણ રીતે એવાં ઘાતકી રીવાજે બંધાયલાં જોડાંને સુખ મળતું નથી અને એવા એવા અનેક દુખોએ કરી મર્ણ પર્યંત સુધી દુઃખો ભોગવી તેમનું પોતાની અમુલ્ય દેહનું પુરેપુરૂં આયુષ્ય ન ભોગવતાં અકાળ મૃત્યુ થઇ જાય છે. અને તેમનાથી ઉત્પન્ન થયેલી પ્રજા પણ નિર્બળ, અલ્પાયુષી અને નિર્માલ્ય, નિર્બુદ્ધીનીજ થાય છે. અને તેઓપણ ઉપર પ્રમાણેનાં દુખોને પ્રાપ્ત થાય છે. અને એજ પ્રમાણે એક પછી એક અનુક્રમે ઉપલી દશાનેજ પ્રાપ્ત થાય છે. તો મહાશયો ! આપણે પોતાને હાથેજ પોતાનું અનિષ્ટ કરીએ છીએ. તો શા માટે એવા ઘાતકી રીવાજને આપણે બંધ ન કરી શકીએ ? બેશક એ રીવાજને બંધ કરી પ્રાચિન રિવાજ ચાલુ કરો કે જેમાં આપણી ઉન્નતી સમાયેલી છે. એ વિષે આપ સુજ્ઞ પુરૂષો વિચાર ચલાવવાને ચુકશો નહિ એવી આશા રાખું છું. હવે પુખ્ત ઉમ્મરે લગ્ન થયેલાંથી કેટલા ફાયદા થાય છે તે તરફ આપણે નજર કરીશું તો આપણે પ્રત્યક્ષ માલમ પડસે કે હાલમાં ઘણી એક સુધરેલા વિચારની કોમમાં તેઓની પ્રજાને બાલ્યાવસ્થાથીજ વિદ્યાભ્યાસ કરાવી ધાર્મિક તેમજ હુનરકળા વીગેરેનું શિક્ષણ અપાવી પુખ્ત ઉમ્મરે પહોંચ્યાથીજ છોકરા અને છોકરીઓનાં લગ્ન કરે છે. કે તેના સંબંધથી તેનાથી ઉત્પન્ન

થતી પ્રજા શરીરે મજબુત અને વિચારશીલ પેદા થાય છે. એ આ- પણે પ્રત્યક્ષ જોઇએ છીએ. તો ભાઇઓ, આપણે પણ એ પ્રમાણે શા માટે ન વર્તવું ? હવે મારા વ્હાલ મિત્રો ! મારે નમ્રતા પૂર્વક વિનંતી કરવાની એજ છે કે આપણે દયાળુ ઇંગ્રેજ સરકારનાં રાજ્યમાં રહી દીવસો નિગંમન કરી સુખશાન્તીમા પોતાની જીંદગી નિવેદન કરીએ છીએ અને એવા ન્યાયી રાજ્યમાં કોઇને પણ પોતાનો સ્વધર્મ પાળ- વાને કોઇપણ જાતની અડચણ નથી તો એવાં ન્યાયી રાજ્યમા રહી આપણે ન્યાયથીજ વર્તવાની જરૂર છે. માટે એવા અતિ દુઃખદાયક બાળલગ્નના રીવાજને બંધ કરી પ્રાચિન રિવાજને દાખલ કરવાને પગલાં ભરસો એવી આશા રાખુંછું. મિત્રો ! આ લેખ મારી અલ્પ બુદ્ધી અનુસાર લખ્યો છે તેમાં કાંઈ પણ ભૂલચુક હોય તે આપ સુજ્ઞ પુરૂષો સુધારી લેસો. અને વળી પણ વિનતી કરૂં છું. કે આ લેખને ઉત્તેજન આપી આપણી જ્ઞાતીનું હિત ચાહવાને ચુકસો નહિ. એજ નમ્ર વિનંતી કરી મારો લેખ સમાપ્ત કરૂંછું. **ओ३म् शान्तिः**

લેખક–મિસ્ત્રી **પરસોતમ જીવણભાઇ પારડી**

હાલ મુકામ મુંબઇ

---

## ओ३म्

( વૈદરભી વનમાં વલવલે એ રાગ———)

બાળપણામાં બાળનાં, નવ કરવાં લગન, જો કરીએ જાણીબુજીને,
મોટું થાયે વિઘન—બાળપ•

જેમ આંખે મોર જેટલી, ધારે ફેરીઓ કોય, વિશ્વાસથી વકરો કરે,
રહે અંતે તે રોઇ—બાળપ૦

જો કદી તે જોડું ઉછરે, નહિં મળે સ્વભાવ, આખી ઉમ્મર એહને,
દીસે દુઃખનો દેખાવ—બાળપ૦

સમજણ કાચી શીશુપણે, નહિં મન સ્થિર ઠાર, કહો તેને કેમ કરાવીએ,
આખી વયનો કરાર—બાળપ૦

અગ્નિરૂપે ઇશ્વર ગણી, જે ઠરાવ્યો જમાન, શું સમજે શીશુ બાપડાં,
જેને જરીએ ન જ્ઞાન,—બાળપ૦

માબાપની મૂર્ખાઇનો, એતો આડોછે આંક, વાંકુ થાએ પછી વેવલાં,
કાઢે કર્મનો વાંક,—બાળપ૦

લ્હાવો લેવાની લાલચે, કંઇક લાજને કાજ, આંખો મિચીને ઉંડે કુવે,
પડે કરી પતરાજ,—બાળપ૦

પાછળ શું પસ્તાઇએ, એવો કરીને અનર્થ, પાણી પીને ઘર પુછીએ,
એથી શું સરે અર્થ,—બાળપ૦

સંકટ દેખીને સુત તણું, કરે બાપ વિલાપ, માતા મુખે મહાદુઃખનાં,
શબ્દ ઉચારે આપ,—બાળપ૦

લી૦ સેવક, **રણછોડજી મોરારજી પંચાળ—વલસાડ**

**હાલ મુ૦ મુંબઇ, ચીકલવાડી.**

---

ओ३म

# आहारनी शुद्धता.

ज्योतिर्मय शांतमयं प्रदिसं विश्वात्मकं
विश्व जितन्निरीशं आद्यंत शून्य सकलैकनाथं
श्रीविश्वकर्माण महं नमामि

ગૃહસ્થો ! પરમાત્માની અદ્ભૂત શક્તિથી આ સંસારનું કાળક્રમ ચક્ર સમયાનુસાર પોતાની ગહન ગતીથી ચાલી રહ્યું છે જેના યોગથી મનુષ્યો પોતાની ચઢતી યા પડતીનાં કારણો સ્વયં બુદ્ધીના પ્રકાશથી મેળવી રહ્યાં છે. અને જે કારણોનાં સહવાસથી અનેક પ્રકારનાં સુખ યા દુખનાં ભોગી બની પોતાનાં મનુષ્ય દેહનું નિર્ગમન કરી રહ્યાં છે. ઉંચતા યા નિચતાને આપવાવાળું કર્મ પ્રાધાન્ય ગણાય છે તેમજ દરેક કર્મમાં યોગ્યાયોગ્યને બતાવનારી બુદ્ધીની દરેક પ્રસંગે આવશ્યકતા છે. કારણ બુદ્ધીહીન મનુષ્યો કોઇપણ કાર્ય કરવાને યોગ્ય નથી.

अस्यनास्ति स्वयंप्रज्ञा शास्त्रतस्य करोतिकीम्
नयनाभ्याम विहिनस्य दर्पणं कीम करिष्यति
न्यायशास्त्र.

**અર્થ**—સ્વયં બુદ્ધીહીન મનુષ્યોને શાસ્ત્ર કાંઇ પણ બોધ આપી શકતું નથી જેમકે નેત્ર રહિત મનુષ્યોને દર્પણ પોતાનો પ્રભાવ બતાવી શકે નહિ. માટે દરેક કાર્યમાં બુદ્ધીની મુખ્ય જરૂરતા જાણી તે મેળવવાને જોઇતાં સાધનનું ગૃહણ કરી બુદ્ધીને ઉત્તેજન આપી,

સુકર્મથી આ મનુષ્ય દેહને શોભાવી આ સંસારમાં યશને પાત્ર થઇ અંતે શાંતીના સુખનો લાભ મેળવસો. મિત્રો, આવી સુબુદ્ધીના યોગથી મનુષ્યો અનેક લાભો મેળવી રહ્યા છે. તો આપણે શા માટે તેમ ન વર્તિશું ?

## आहारशुद्धो सत्वशुद्धी, सत्वशुद्धी ध्रुवांस्मृति

**અર્થ**—અહારની શુદ્ધતાથી બુદ્ધીમાં શુદ્ધતા રહે છે, અને તે સુબુદ્ધીના પ્રકાશથી નિશ્ચે સ્વર્ગ સુખને મેળવે છે. માટે મારા વહાલા મિત્રો, આ સંસારમાં આહાર અનેક પ્રકારના છે તેમજ તેમાં ગુણ પણ જુદા જુદા હોય છે, છતાં વિવેકીજનો પોતાની સુબુદ્ધીના પ્રકાશથી આહારમાં રહેલા ગુણદોષો તપાસી જેનું ગૃહણ કરસો. મનુષ્ય માત્ર અન્નાહારી છે, અને જેના પ્રતાપથી ક્ષુધાને શાન્તિ આપી શરીરની આરોગ્યતામાં વધારો કરે છે એવાં અમૃતમય અન્નનો આહાર સુખને આપનારો છે. છતાં મનુષ્યો પોતાની પાચન શક્તિ ઉપરાંત જો ગૃહણ કરસે તો અમૃત છતાં ઝેરનો લાભ આપવાને ચુકસે નહિં. માટે ભાઇઓ ! આપણે વિચારીશું કે જે આહારમાં અમૃત સમાન ગુણ રહયો છતાં અનિયમીતપણાથી ઝેર બને છે, તો તે આહારમાં મૂળથી અવગુણો રહેવાથી શા માટે આપણી બુદ્ધીનો તથા આપણી શુદ્ધતાનો નાશ ન કરે ? માટે શુદ્ધ આહારની અપેક્ષા રાખવી.

**अभोज्यमन्नं नात्तव्य मात्मनः शुद्धिमिच्छता**

**अज्ञानभुक्तं तुत्तार्य शोध्यवाप्या शुशोधनैः**

**मनुस्मृती.**

**અર્થ**—સુદ્ધતાથી રહેવાની ઇચ્છાવાળા પુરૂષે અભોજ્ય અન્ન કોઇ પણ દિવસ ખાવું નહિં, છતાં અજાણતાં ખવાઇ ગયું હોય તો તેના દોષ નીવારણ અર્થે પ્રાયશ્ચિત કરાવી શુદ્ધ થવું. જેથી પોતાના મનુષ્ય દેહના હિતેચ્છુ બની વિશ્રાન્તીને મેળવસો. હવે આહારમાં ત્રણ પ્રકારના ગુણો રહ્યા છે, કેટલાક આહારો સાત્વીક ગુણવાળાછે, અને કેટલાક આહારો રાજસી ગુણવાળા છે, અને કેટલાક આહારો તામસી ગુણવાળા છે. દરેક આહારો પોતાનામાં રહેલા ગુણથી આહાર કરનારની બુદ્ધીમાં પોતાનું પ્રાબલ્ય જણાવી હરએક કર્મમાં દોરે છે. મિત્રો ઇશ્વરનાં ચર્ણમાં બુદ્ધી રાખી પોતાનું કલ્યાણ ઇચ્છનારા મનુષ્યો હમેશા સાત્વીક આહાર ( કંદ, ફળ, મૂળ ) નું ભક્ષણ કરી પોતાની બુદ્ધીમાં સાત્વીક ગુણ પ્રાપ્ત કરી આ સંસારની પ્રવૃત્તીથી નિવૃત્ત બની પોતાનાં આત્માને શાન્તી ( મોક્ષ ) આપે છે. તેમજ કેટલાક મનુષ્યો આ સંસારમાં રહી પોતાની ફરજ અદા કરવાના હેતુથી રાજસી આહાર ( દુધ, અનાજ, ઘી, સાકર ) નું ભક્ષણ કરી, પોતાની બુદ્ધીમાં રજો ગુણ પ્રાપ્ત કરી એક બીજાના હિતેચ્છુ બની પોતાના આત્માને સ્વર્ગની પ્રાપ્તી કરાવી આનંદ મેળવે છે. તેમજ આ સંસારમાં કેટલાક મનુષ્યો પોતાના અજ્ઞાનપણાથી નાહક દુખને આપનાર થઈ પડે છે, એનું મુખ્ય કારણ એજ કેહવાસે જે તામસી આહાર ( માદક આહાર )ના ભોજનથી પોતાની બુદ્ધીમાં તામસી ગુણ ઉત્પન્ન કરી, વિવેક, ન્યાય, ધર્મ, નિતી, વિદ્યા વીગેરેથી રહીત બની, પોતે દુખી થઇ નર્કના અધિકારી બને છે.

મિત્રો, જેવો આહાર કરસો તેવો ઓડકાર આવશે એ સ્વભા-

ધીક છે. આ બાબતનો આપણે વિચાર કરીશું કે આહારના પ્રભાવથી જો શુદ્ધ આહાર હસે તો શુદ્ધ બુદ્ધી, શુદ્ધ ગુણ, શુદ્ધ કર્મ, અને સ્વભાવ અને સત્યતા મળશે: અશુદ્ધ આહારની યોગે કરી કુબુદ્ધી, દુર્ગુણ, દુષ્કર્મ, કુસ્વભાવ, અને અસભ્યતા થશે. હવે દરેક મનુષ્યમાં જેવા ગુણ હશે તે પ્રમાણે ઉંચ યા તો નિચ ગતીને પ્રાપ્ત કરસે.

**सात्वीका मोक्षदा मोक्ता, राजसा स्वर्गदा शुभा**
**तामसा हे देवी निरय प्राप्तिहे तव**

**અર્થ**—જેમાં સાત્વીક ગુણ તે મોક્ષદાતા છે, જેમાં રાજસીગુણ તે સ્વર્ગ વૈભવવાલા છે અને જેમાં તામસીગુણ તે અધોગતી એટલે ( નર્ક ) વાલા છે. માટે બાઇ! મનુષ્ય દેહના સાર્થક અર્થે હમેશાં પોતાની ઉન્નત્તીના વિચાર બાંધી તે પ્રમાણે વર્તશો તો પોતે સુખી થઇ પોતાની જ્ઞાતી પોતાની પ્રજાને સુખી કરી વિશ્રાન્તીના અમૂલ્ય સુખનો લાભ મેળવી પોતાના આત્માને શાન્તી આપસો. મારા સુજ્ઞ ભ્રાતાઓને નમ્રતાપૂર્વક જણાવિંછુ જે ઉપલા લેખ નિમાન્તે સતત પ્રયાસવાન થઈ તે પ્રમાણે વર્તસો તો લેખક આપનો આભારી થશે.

**ओ३म शान्ती.**

લેખક મિસ્રી **દયારામ કસનજી પંચાલ-પારડીવાલા**

હા૦ મુ૦ મુંબઇ, પરેલ.

ओ३म्

# संप या सुखनुं साधन.

ओंकार मौढमूळ क्रम पद विटपश्छंद विस्तिर्ण शाखो,
ऋक:पत्र साम पूष्पो यजुमृत फळोऽथर्व गंधद्धानः
यज्ञश्छायाः सुमिता द्विजगण निमित्ते सेव्यमानः,
प्रभाते मध्ये सायं त्रिसंध्यं द्विजगणमधुप पातुनो वेदवृक्षः

### દોહરો.

સંપથકી સુખ ઉપજે, સંપથકી દુખ જાય,
સેવો એવા સંપને, જેથી શોભે કાય.

**સુજ્ઞ ભાઇઓ અને બ્હેનો,**

અહો દયાળુ પરમાત્માએ મનુષ્યને સુખનાં અનેક સાધનો બક્ષીસ કર્યાં છે. જેમા મૂખ્ય સાધન એક સંપજ છે. ઇશ્વર તરફથી મળેલી અમૂલ્ય વસ્તુ જે સંપ તેનું શા માટે આપણે ગ્રહણ ન કરવું? અને તેના સદઉપયોગથી મનુષ્ય દેહનું સાર્થક શા માટે ન કરવું અને શા માટે ઇશ્વરનો આભાર ન માનવો, તેમજ ઉરીણ * થવાને શા માટે સતત પ્રયાસ ન કરવો?

* ઉરીણ=મુક્ત.

મિત્રો, જનસમૂહમાં સુસંપનાં વર્તનથી સુખી બની બીજાને સુખી બનાવવા એ મનુષ્યનું કર્તવ્ય છે. સુસંપના યોગથી મનુષ્યો પોતાને માથે આવેલા અનેક સંકટો નિવારણ કરી અનેક પ્રકારના વૈભવો ભોગવવાને અધિકારી બને છે. તેમજ તે સુસંપના વિયોગથી મનુષ્યો અનેક પ્રકારનાં કષ્ટ વેઠી પોતાની યા પોતાની પ્રજાની દુર્દશા કરવાને ચુકતા નથી, એ કેટલું શોચનિય છે. ધાર્મિક યા વ્યવહારીક બાબતોમાં આજકાલ જે કુસંપ દરેક કોમમાં જોવામાં આવે છે એનું કારણ એટલુંજ કહેવાસે કે હઠની પ્રબળતા. પણ ભાઇઓ ! હઠનાં પ્રભાવથી દ્વેશની ઉત્પત્તી થઇ જનસમૂહમાં કુસંપના કંટક વૃક્ષો પેદા થાય છે. હવે આપણે એ બાબતમાં જોઇશું તો એવા કુસંપના યોગથી કૌરવ કુળનો નાશ થયો છે તેમજ એવા કુસંપનાં પ્રભાવથી યાદવ કુળનું નિકંદન થયું છે. તેમજ મોટાના મહત્વ ડુબી ગયાં છે. એ સર્વ કુસંપનું કારણ નહિં તો બીજું શું કહેવાશે ?

મિત્રો ! જે સુખનું સાધન સુસંપ છે જેના યોગથી કીડી જેવું નાનું પ્રાણી ઝેરી સર્પનાં પ્રાણ હરવાને ચુકતું નથી, જે સુસંપના યોગથી એક નિર્માલ્ય કાચું સુતર એક જગ્યામાં એકત્ર થવાથી મહાન મદોન્મત્ત હાથીને બંધન થઇ પડે છે, તેમજ જે સુસંપના પ્રભાવથી પાંડવોએ કૌરવોનાં અભિમાન રૂપી વૃક્ષનું ઉચ્છેદન કર્યું છે, તેજ સુસંપનાં મહત્વથી ટીટોડી સરખાં નાના પક્ષીએ અપાર સમુદ્રનો ગર્વ હર્યો છે. માટે ભાઇઓ ! આપણે જનસમૂહમાં એવા સુસંપના યોગથી એક બીજાના મદદગાર થઇ ન્યાયયુક્ત બની શા માટે સુખના ભોગી ન થઇશું ?

### દોહરો

અભીમાનને પરહરો, ધો સુસંપને માન,
સુખકેરૂં સાધન કહો, શાન્તીકેરૂં ઠામ.

શાન્તીને આપવાવાળું, અભીમાનને દુર કરનાર, સુખને આપવા વાળું આ સંસારમાં જનસમૂહનું એક શરીર છે. દરેક મનુષ્યે તે શરીરના દરેક અવયવો સારી સ્થીતીમાં રાખવા એ મનુષ્ય માત્રની ફરજ છે. છતાં એ ફરજથી વિમૂખ થઇ સુખની આશા રાખવી. એ, રજકણથી તેલ કાઢવા બરાબર છે. જે પ્રમાણે શરીરના હરએક અવયવને દુખની વ્યથા થતી જાણી તેનાં નિવારણાર્થે તનથી મનથી અને ધનથી જેટલા પ્રયત્નવાન થઇએ છૈયે તેજ પ્રમાણે જનસમૂહનાં દુખ નિવારણાર્થે પ્રયત્નવાન બનીશું તો શાટે સુખનો લાભ મેળવવાને ભાગ્યશાલી નહિ થઇસું ?

### દોહરો.

વેરી વ્હાલા થઇ રહે, સુસપ તણે પ્રભાવ,
એક બીજાથી મલી રહો, રાખો ભાતૃપણાનો ભાવ.

મિત્રો, જેમ પોતાને દુખ થવાથી દુખ માને છે તેજ પ્રમાણે બીજાને દુખ થવાથી શા માટે દુખી નહિં માનવા ? પોતાને જેમ સુખ મળવાથી સુખી સમજે છે, તેમજ બીજાને માટે સુખી થવાના પ્રયત્ન શા માટે ન યોજવા ? બધા મનુષ્યો આ પ્રકારે વિવેક બુદ્ધીથી વર્તવાને ઉત્સુક થશે ત્યારે અંધકાર રૂપી કુસંપનો નાશ થવાને શો વિલંબ થશે નહિં.

## समस्थ परमं सुखं

મિત્રો! જ્યારે આપણે મોટપને ખાતર અજ્ઞાનતાને આધીન બની જેમ જેમ કુસંપનો વધારો કરીસું તેમ તેમ અનેક પ્રકારનાં સંકટો નજીક આવી ઊભાં રેહસે, અને સુખનાં સાધનો દુરના દુર રેહસે, જેના યોગે અનેક કાર્યમાં પાછલ પડી સદાને માટે દરિદ્ર અવસ્થાને આધીન થઇશું. ધાર્મિક યા વ્યવહારીક બાબતમાં આજકાલ જનસમુહમાં સુધારાની લાગણી પેદા થઇ છે પણ સર્વાંશે ફળીભૂત ન થવાનું મુખ્ય કારણ કુસંપજ ગણાય છે એમ કબુલ કર્યા સિવાય ચાલસે નહિ. દરેક મનુષ્ય જ્યાંસુધી પોતાની ભુલો સુધારવાને પ્રયત્નવાન નહિં થશે ત્યાંસુધી આ લોકમાં કીર્તિને પાત્ર થવાને વંધ્યા સુત લગ્ન પ્રસંગ બરાબર ગણાસે. સુજ્ઞ ભ્રાતાઓ! જનહિતાર્થે વિવેકી બની સમાનતાનું ગૃહણ કરી પોતાની પ્રજાના હિતેચ્છુ થવાને આગળ વધસો, જેથી આ લોકમાં ધન્યવાદને પાત્ર બની અંતે શાન્તીને પામસો.

### છપ્પો.

કરો કુસંપનો ત્યાગ, બનસો સુખના ભોગી,
કરો કુસંપનો ત્યાગ, શરીરથી રહેસો નિરોગી.
કરો કુસંપનો ત્યાગ, જન હિતેચ્છુ બનસો,
કરો કુસંપનો ત્યાગ ધારેલાં કામો કરસો.
કરો કુસંપનો ત્યાગ, અજ્ઞાનતણાં દુખ જાશે,
કરો કુસંપનો ત્યાગ, સત્ય માર્ગ જણાસે.

મિત્રો મારા સર્વથા, કુસંપથી અળગા રહો,
તારાજ જેનાથી થયા, સત્વર તેને પરહરો.

છપ્પો.

ચાહો જ્ઞાતીની દાઝ, દેશ સુદ્ધીને ટાળો,
ચાહો જ્ઞાતીની દાઝ, ભ્રાતૃભાવથી ભાળો,
ચાહો જ્ઞાતીની દાઝ, માન વિદ્યાને દેશો,
ચાહો જ્ઞાતીની દાઝ, બ્રહ્મચર્યથી રહેસો,
ચાહો જ્ઞાતીની દાઝ, સ્ત્રી કેળવણી આપો,
ચાહો જ્ઞાતીની દાઝ, હુન્નર શાળા સ્થાપો,
ચાહો જ્ઞાતીની દાઝ, ન માન દેશો આળસને,
ચાહો જ્ઞાતીની દાઝ, ધર્મને રહેસો શરણે.
જ્ઞાતી દાઝ કેરે કારણે, બાળલગ્નને ટાળસો,
ઉદય ચાહો જો જ્ઞાતીનો તો, દુર્વ્યસનથી અળગા ખસો.

**તા૦ ક૦** મારા સુજ્ઞ જ્ઞાતી બંધુઓને નમ્રતા પૂર્વક વિનંતી કરૂં છું જે આ લેખ ઉપર ધ્યાન આપસો જેથી મારો પ્રયાસ સફળ માની આપનો અત્યંત આભારી થઇશ.

**ओ३म् शान्तिः**

લી૦ મિસ્ત્રિ **દયારામ કસનજી પાંચાલ મુ૦ પારડી**

હાલ મુ૦ મુંબઇ,

ओ३म्

# आपणी उन्नत्ती क्यारे थशे ?



મહાનુભાવ મહાશયો અને પૂજ્ય વડીલો, ઉપરનો વિષય જોકે ઘણોજ ગુહ્ય છે એટલે મારા જેવા અલ્પમતીના માણસને તે વિષય આપને યોગ્ય રીતે સરળતાથી સમજાવવો એ દુર્લભ તો છે, પરંતુ મારી બુદ્ધીને અનુસાર જે કાંઈ બીના આ વિષયમાં દર્શાવવામાં આવી છે તે આપ સજ્જનોને યોગ્ય લાગ્યા વિના રહેસે નહિં. પ્રિય મિત્રો, આપણી એટલે કોની મારી, તમારી, કે આપણી જ્ઞાતીના, અરે નહિં, આપણી એટલે સમસ્ત આર્યાવર્તની ઉન્નત્તીનો સમાવેશ થાય છે, પરંતુ સાથે સવાલ એ ઉત્પન્ન થાય છે કે આર્યાવર્ત કોનાથી વસાયેલો છે? તો જવાબ એજ મળસે કે, આપણાથી; તો હવે દરેક માણસે પોતે વિચારવું જોઇએ કે જ્યારે આર્યાવર્ત હમારાથી વસાયેલો છે હવે હમારે એજ શોધવું જોઇએ કે આપણી ઉન્નત્તી ક્યારે અને કેવી રીતે થસે. મતલબ કે જો દરેક માણસ પોતાની ઉન્નતી ચાહે તો આખા આર્યાવર્તની ઉન્નતી તેમાંજ સમાયેલી છે. પરંતુ સાથે હમારે એપણ સમજવું જોઇએ કે આપણે આપણી ઉન્નતી માયાળુ બ્રિટીશ સરકારનાં નિયમમાં રહીનેજ કરવાની છે. હવે એટલુ કહી હું મારા વ્હાલા વાંચનારાઓને પ્રશ્ન કરૂંછું કે આપ આપની ઉન્નતી ચાહોછો કે અવનતી? આપને કબુલ કરવું પડસે કે હમોએ જે કાંઈ કર્તવ્ય અને પ્રયાસ કર્યા છે અને કરીએ છીએ, તે હમારી

ઉન્નતીને માટેજ છે. હવે આપણા એ શબ્દનો અર્થ તો થયો, પરંતુ ઉન્નતી એટલે શું, અને ઉન્નતીથી ઉલટું શું તે વીસે કાંઇક લખાય તો તે યોગ્ય ગણાસે. ઉન્નત થવું એટલે ચઢી જવું અને ઉન્નતી એટલે ચઢતી. તેવીજરીતે અવનત થવું એટલે સ્વકર્તવ્યમાંથી પાછા હઠવું અને અવનતી એટલે પડતી હવે એટલું તો દરેક સૂજ્ઞ પુરૂષ સમજે છે કે, ઉન્નતી અને અવનતી એ બેમાંથી કયું સહેલાઇથી પ્રાપ્ત થઇ શકે અર્થાત શામાં વિશેષ ગુરૂત્વપણું રહેલું છે. હું કહીશ કે ઉન્નતીને પ્રાપ્ત કરવા માટે ઘણોજ શ્રમ તથા સમયનો ભોગ આપવો પડશે. જેવીરીતે એક માણસ એક ઉંચા ડુંગર ઉપર ચઢવા માગે છે તો તેને તે ડુંગરની ટોંચ ઉપર પહોંચતાં કેટલો સમય અને શ્રમ લાગે છે. અને જ્યારે તેજ માણસ તેજ ડુંગરની ટોંચ ઉપરથી નીચે ઉતરવા માંગે છે તો તે સહેલાઇથી ઉતરી શકે છે. મતલબકે આપણે આપણી ઉન્નતી કરવાને માટે ઘણોજ શ્રમ તથા સમયનો ભોગ આપવો પડશે. અફસોસ! જે આર્યપ્રજા પૂર્વે ઉન્નતીનાં શીખર ઉપર વેદધ્વજા ફરકાવતી હતી તેજ પ્રજા આજે અવનતીનાં ખાબોચીઆમાં ગોથાં ખાતી માલમ પડે છે. બંધુઓ! આપણી આ સ્થિતી થવાનું મુખ્ય કારણ પૂર્વનાં રૂપી મૂતીઓનાં વચનને ભૂલી જઇ અમૃતરૂપી વેદ વચનને લક્ષમાં ન રાખી આપણી અસલ માતૃ (સંસ્કૃત) ભાષા ભૂલીજવાથી ઇશ્વરી જ્ઞાન જે વેદ તેનાં ખરાં રહસ્યને નહિં સમજતાં સ્વાર્થને ખાતર રચાયેલાં પુસ્તકો રૂપી (પોપ જાળ) માં ફસવાથી આપણી આવી અજ્ઞાન સ્થીતી થવાનું મુખ્ય કારણ છે એમ હું સમજું છું, અને બીજું કારણ એ છે કે આપણે

જ્યારે સુધારાના ઠરાવ કરવા બેસીએ છીએ ત્યારે તો જાણે આગળ પાછળ જોતાપણ નથી અને આંખ મિંચી સુધારાના ઠરાવો કર્યા જઇએ છીએ; પરંતુ હું દીલગીરીથી કહુંછું કે જે સુધારાના ઠરાવો થયા હોય તો તે ફક્ત સભામાં (પંચમાં) બેઠા હોઇએ તેટલાજ વખતને માટે! પરંતુ ઘેર ગયા કે તેમાંનું કાંઇ નહિં, અને થએલા ઠરાવ તે સભાનેજ અર્પણ કરીએ છીએ. ત્રીજું કારણ એ છે કે આપણે કોઇપણ ભાષણ સાંભળીએ, તો તેપણ સાંભળીએ તેટલોજ વખત પરંતુ સાંભળેલું અને કહેલું કરી બતાવનારા કોઇકજ વીર હોય છે. લાંબા અને મોટા સાદથી મેજ ઉપર હાથ ઠોકી ઘણું બોલી થોડુંપણ નહિં કરી બતાવવું તેના કરતાં થોડું બોલી ઘણું કરી બતાવવું હજાર ગણું ઉત્તમ છે. ઇંગ્રેજીમાં એક કહેવત છે કે Tall talk and little work અર્થાત મોટી મોટી વાત અને નાનાં નાનાં કામ. મિત્રો! અમુક બોલીને કે અમુક વાંચીનેજ બેસી રહેવાની જરૂર નથી પરંતુ તેનાં કરતાં વધારે કર્તવ્યમાં લાવવાની જરૂર છે. અને એવી રીતે થશે ત્યારેજ આપણી કહો કે, મારી, તમારી, અને સર્વ પ્રજાની ઉન્નતી થસે. આપણી ઉન્નતી કરવી એ આપણાંજ હાથમાં છે. વિચાર કરો કે આપણા આગળના વિરનરો કે જેને આપણે ઇશ્વર તરીકે માનીએ છીએ તેઓનાં નામમાત્રથી આપણે આપણી ઉન્નતી ચાહતા હોઇએ તો તે તદ્દન વ્યર્થ છે, પરંતુ તેઓના નામમાત્રથી બેસી રહેવાનું કે તેમની પ્રતીમાનું પૂજન કરીનેજ બેસી રહેવાનું નથી પરંતુ તેઓનાં કરેલાં કર્તવ્યો ઉપર ધ્યાન આપી તે પ્રમાણે આપણે પણ વર્તવાની જરૂર છે. સારાંશમાં આપણે પણ

તેમના જેવા કેમ ન થઇએ એવું દરેક માણસને આંતરીક અભિમાન રાખવું જોઇએ. શું ભિષ્મ, હનુમાન, શંકરાચાર્ય, અને દયાનંદના જેવા પ્રતિજ્ઞા પાલક, અખંડ બ્રહ્મચારી. અને તત્વવેત્તા, પરમાર્થિ, મહર્ષિઓનાં જેવાં કર્તવ્યો આપણી ઉન્નતીનાં સાધન નથી? શું રામચંદ્ર, ભરત. લક્ષ્મણ જેવા પિતુઆજ્ઞાપાલક, નિતીકારનાં જેવાં કર્તવ્યો હમારી ઉન્નતીનાં પુરતાં સાધન નથી? પાંડવો જેવા ભાતૃ-ભાવ રાખનારા આર્ય પુરૂષોનાં કર્તવ્ય આપણે નોંધ લેવા યોગ્ય નથી? સારાંશમાં ઉપર મુજબનાં જેવાં અન્ય આર્ય મહાત્માઓનાં કર્તવ્યો અને જીવન ચરિત્રો શું આપણાં હૃદયમાં કોતરી રાખવા યોગ્ય નથી? પૂર્વ કાળની આર્ય દેવીઓ, સતી સિતા, દ્રોપદી, અનસૂયા, મંદોદરી, તારામતી, વીગેરેનાં સતીત્વપણાંનાં કર્તવ્યો શું હમારી હાલની ભારત માતાઓ અને ભગીનીઓને શું અંતરમાં છાપ પાડવા યોગ્ય નથી? તે સર્વ હમારી ઉન્નતીને માટે પુરતું છે, બલ્કે આ બધામાંથી એક કર્તવ્ય જો બરાબર પાળીએ તોપણ હમારી ઉન્નતીને માટે પુરતું છે. પરંતુ હમારે તો કરવું કંઇ નથી અને આડંબરતો એવો બતાવવો છે કે હમો તો હમારા આગળનાં વડવાઓનાં કહ્યા પ્રમાણેજ વર્તીશું; તો હું દીલગીરીથી જણાઉંછું કે કહો ભાઇઓ! ઉપર બતાવ્યા મુજબનાં મહર્ષિઓનાં કયાં કર્તવ્યોને આપે ગૃહણ કીધેલ છે યા કરો છો? જવાબમાં કોઇ નહિં.

પ્રિય મિત્રો! ઉપરના પુછેલા પ્રશ્નના જવાબ આપી અંત લાવતાં એજ જણાવીશ કે આપણી ઉન્નતી ત્યારે નહિં થશે કે જ્યારે આપણે મિથ્યા માનની આશા રાખીએ, મિથ્યા અભીમાન રાખીએ,

ભાઇ ભાઇઓ વચ્ચે કુસંપરૂપી બીજ વાવી મોટાં દ્વેશરૂપી ઝેરી વૃક્ષ ઉત્પન્ન કરનાર કારણભુત બની એ, અને અમુક કારણને લીધે અમુક બંધુ જ્ઞાતીથી વિરક્ત થાય (પછી ભલે તે કારણ સત્ય હોય કે અસત્ય તેની હમારા વડીલોને પરવા નહિં.) આવી રીતનાં બીજાં અનેક સ્વાર્થી અને મિથ્યાભીમાની આચરણોથી આપણી ઉન્નતી નહિં થશે બલ્કે તેથી ઉલટી ભવિષ્યની પ્રજાને માટે પણ અવનતીએ પહોંચાડવાનું એ સાધન છે. માટે હે આર્ય મિત્રો! સ્વાર્થી મિથ્યાભિમાન છોડો, કુસંપને પરહરો સુસંપને ગ્રહણ કરો સ્વધર્મ પ્રેમી થાઓ. અને જે કાંઈ વાંચો, શ્રવણ કરો, તેને માટે કર્તવ્ય પરાયણ થાઓ. સત્યાસત્યનો વિચાર કરો. દુર્વ્યસન ત્યાગ કરો, આળસને પરહરો, જ્ઞાતીદાઝ દીલ ધરો, અને અંતીમમાં પોતાનું તથા પોતાની પ્રજાનું ગયેલું આર્યત્વ પાછું લાવી આગળનાં રૂપીમુનીઓનાં ઉંચ પંક્તીનાં સંતાન કહેવરાવવાને લાયક (મગરૂર) બનો તોજ આપણી, આપણી પ્રજાની અને સંક્ષીપ્તમાં આખી ન્યાતની **ઉન્નતી થશે.**

અત્રે વધુ નહિ લખતાં આટલાં લખાણ ઉપરજ જો હમારા મિત્રો વિચાર ચલાવી કર્તવ્ય પરાયણ થવા સતત પ્રયાસ કરસો તોજ મારા લખાણની સાર્થકતા ગણાસે. નહિ તો પછી મારૂં મારી પાસે અને આપનુ આપની પાસે રહે તેમ ન થાય તે સંભાળશો.

**सूज्ञेषु किं बहुना.** સુજ્ઞ અને વિચારશિલ પુરૂષોને વિશેશ લખવાની આવશ્યકતા નહિં જાણી અત્રેજ વિરામું છું.

**શાન્તી–શાન્તી–શાન્તી.**

**તા૦ ક૦** વાક્ય રચનામાં યા અન્ય બાબતમાં ત્રુટી જણાય એ સંભવિત ધારી થએલી ભૂલને સુધારી વાંચવા કૃપા કરી, માફી માંગનાર હું છું આપનો.—

આર્ય બંધુ **ભગુભાઇ ગોવિંદજી**
મુ૦ ચીખલી, હા૦ મુંબઇ.

———o———

# 'મોટાની મોટમમાં નાનાની તવાય.'

પ્રિય મિત્રો, મનુષ્ય માત્રમાં મોટમપણાની આકાંક્ષા એ સ્વભાવિક હોય છે. તેમજ પ્રત્યેક મનુષ્ય મોટમને માટે સતત પ્રયત્નવાન હોય એપણ સ્વભાવીક છે. પરંતુ જેટલા આપણે મોટમ મેળવવાને પ્રયત્નવાન છીએ તેટલાજ મોટમના ગુણો મેળવવાને પ્રયત્નવાન થઇશું, તેમજ કર્તવ્યપરાયણ થઇ મોટમપણાને શોભાવીશું ત્યારેજ મોટમની મોટાઇ ગણાસે; નહિં કે તાડવૃક્ષ પ્રમાણે મોટા થઇ જનસમુહને કષ્ટ આપનારા થઇશું. ધારોકે તાડનું વૃક્ષ જતા વટેમાર્ગુને પોતાની છાયાની કશી મદદ ન કરતાં ઉલટું આશ્રય લેનારને પોતાનાં મોટા જથાના પાહડાં તેના મસ્તક ઉપર પડવાથી દુખને આપે છે. માટે પ્રત્યેક મનુષ્યે તાડવૃક્ષ વ્રત મોટમપણાની આકાંક્ષા ન રાખતાં, વડવૃક્ષ સમાન ગંભીરતાના ગુણોથી આશ્રય લેનારને પોતાની છાયાથી સતુષ્ટ કરવો, ત્યારેજ મોટમપણાની મોટાઇ કહેવાસે. મિત્રો! આધુનીક કાળમાં જોઇશું તો જનસમુહમાં એવાપણ મોટા જોવામાં આવે છે જે પોતે સુખી તો દુનીઆપણ સુખી એમ તેમનું માનવું ભૂલ ભરેલું કહેવાને હરકત નથી. કારણ કપૂત્ર પ્રત્યે પિતાની જેટલી ફરજ છે તેટલીજ ફરજ દરેક બાબતમાં મોટમ લેનારે રાખવી એજ તેમનું ભૂષણ ગણાસે. પણ આજકાલ હરએક જ્ઞાતીમાં જોઇશું તો વ્યહવારીક વા પરમાર્થીક બાબતમાં મોટમપદ લેનાર પોતાની ફરજો ભૂલી જઇ

નાહક ગરીબ માણસો ઉપર દબાણ ચલાવી સુખને બદલે દુખ આપ-વાને ચુકતા નથી તેમજ દુખની થતી વેદનાને જાણતા નથી એ કેટલું શોચનીય છે? **लक्ष्मीवंतो नजाणंती, पराये परवेदना, शेते धरा भराक्रान्ते, शंतेल्लक्ष्मी पतीस्स्वयम्** અર્થાત ધનવાન પુરૂષ ગરીબની વેદનાને જાણી શકતો નથી. જેમ શેષનાં મસ્તક ઉપર પૃથ્વીનો જે ભાર છે તે શેષ ઉપર શયન કરનાર વિષ્ણુ જાણતા નથી તેજ પ્રકારે મોટા લોકો નાનાની વેદનાને જાણતા નથી. મિત્રો! આપ આવા મોટમપણાથી અળગા રહેશો જેમાં આપનું કલ્યાણ છે. દરેક મનુષ્યે મોટમપદ મેળવ્યા પછી પોતાની જ્ઞાતીમાં વ્યવહારીક બાબતમાં અને ધાર્મિક બાબતમાં જે અંધ શ્રદ્ધા ચાલુ હોય અને જેના યોગથી ગરીબો દબાણને આધીન થઇ પોતાનાં ઘરબાર વેચી પૈસાથી તંગ બની, દરીદ્ર અવસ્થામાં પોતાનું યા પોતાની પ્રજાનું અણહિત કરી જીવતાં નર્કવાસ ભોગવે છે, એ નાનાની તવાઇ નહિં તો બીજું શું? તે મોટમની મોટાઇને કલંક આપનારૂં કર્તવ્ય નહિં કહેવાસે? માટે દરેક મોટા પુરૂષોએ તન, મન, અને ધનથી ગરિબોના હિતેચ્છુ બની પોતાથી બનતા પ્રયાસે પોતાની જ્ઞાતીને હરએક બાબ-તમાં લાભ આપવાને ચુકવું નહિં, અને પોતાના ઉદાર દીલથી પો-તામાં રહેલા સારા ગુણોનું અનુકરણ કરાવવા સતત પ્રયાસવાન બનવું એવી હમારી નમ્ર પ્રાર્થના છે.

લી૦ સેવક, **જીણાભાઇ ડાહ્યાભાઇ પંચાલ મુ૦ પારડી**

હાલ મુકામ–મુંબઇ, પરેલ.

---

ओरम्

# सतसंग.

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरा
तस्मातकारं परंब्रह्म तस्मै श्री गुरुवेनमः

**અર્થ**—ગુરૂ એજ બ્રહ્મા ગુરૂ એજ વિષ્ણુરૂપ છે અને ગુરૂ એજ મહાદેવરૂપ છે એવા જે પરબ્રહ્મરૂપ ગુરૂ તેને હું નમસ્કાર કરૂ છું.

દોહરો.

ચોરી યારી હિંસતા, તનહિ દોષ હૈ તીન,
નિંદા જુઠ કઠોરતા, વાક દોષ હૈ તીન,
તૃષ્ણા ચિંતવન દોષ બુદ્ધિ, નૃસિંહ ત્રે મન દોખ,
કાઇક વાચીક મનોકૈ, ત્રિધા દોષ તજ મોખ.

**અર્થ**—કાઇક એટલે શરીરથી ઉત્પન્ન થતા દોષો ત્રણ છે. ચોરી, વ્યભીચાર, અને જીવની હિંસા, વાચીક એટલે વાણીથી ઉત્પન્ન થતા દોષો ત્રણ રિતના છે. પારકી નિંદા, જુઠું બોલવું, અને સામાંને કઠોર કડવા લાગે તેવાં વચનો કહેવાં તથા માનસિક એટલે મનથકી ઉપજનાર પણ દોષો ત્રણ પ્રકારના છે. તૃષ્ણા (નાના પ્રકારના તુચ્છ વિષયોની આશા કર્યા કરવી તે) ચિંતવન, અને દોષ બુદ્ધી (પરાયા

દોષો અવગુણો ) આ મન, વાણીના અને કાયાનાં સર્વ દોષોને ત્યજે તોજ સતસંગ ફળે છે. માટે ગૃહસ્થો! ઉપરના દોષો પણ સતસંગ કરવાથી આપોઆપ મટીજાય છે, ત્યારે આવડો મોટો સત્સંગનો પ્રભાવ છે. પ્રત્યેક મનુષ્યે નિરંતર સત્સંગ કરવો, સત્સંગથી મહા-ખળ પુરૂષો પણ સત્વગુણી બને છે. સત્સંગથી પૂન્યવાન અને પવિત્ર થાય છે. સત્સંગથી અવિદ્યા જઇ સદવિદ્યા પ્રાપ્ત થાય છે. અને સત્સંગના પ્રભાવે પ્રાણી પ્રભુપદને પામે છે. અહો એ સત્સંગને માટે ભકતરાજ તુલસીદાસે કહ્યુ છે:

**દોહરો.**

સર્વ સ્વર્ગ અપવર્ગ સુખ, ધરીય તુલા ઇક અંક,
તુલે ન તાહી સકલ મિલી, જો સુખ લવ સત્સંગ.

**અર્થ**—સ્વર્ગ મૃત્યુ અને પાતાલ એ ત્રણે લોકનાં સર્વે સુખને એક પલ્લામાં મુકીએ અને બીજા પલ્લાંમાં એક ક્ષણવારનાં સત્સ-ગના સુખને ( એટલે સત્સંગ ફળરૂપ સુખને ) મુકીને તોલીએ તો સત્સંગનાં સુખવાળું પલ્લું નિચું નમસે અને બીજા અનેક સુખો સત્સંગના તોલે આવી શકસે નહિં. એવો સત્સંગનો મહિમાં છે. જેનું મહાત્મ કથવાને શેષ ને શંકર પણ અસમર્થ છે તે માટે ગૃહસ્થો! એક ભજનમાં લખ્યું છે કે :—

**ભજન.**

સત્સંગનો રસ ચાખ, પ્રાણી તું તો સત્સંગનો રસ ચાખ;
પ્રથમ લાગે કડવોને તીખો, પછી આંબા કેરી શાખ—પ્રાણી તુંતો૦

સત્સંગમાં બે ઘડીમાં મુક્તિ, વેદ પુરે એની શાખ—પ્રાણી તુંતો૦
આરે કાયાનો ગર્વ ન કીજે, અંતે બળી થશે રાખ—પ્રાણી તુંતો૦
હાથી ઘોડા માલ ખજાના. એકે ન આવે તેરી સાથ—પ્રાણી તુંતો૦
કાચી કાયા કોટડી જેવી, ઢળતાં નહિં લાગે વાર—પ્રાણી તુંતો૦
વનમાળી રામાનુજ કહે છે, એ છે મુક્તિનું દ્વાર—પ્રાણી તુંતો૦

ગૃહસ્થો! આ ઉપર લખેલો લેખ મારી અલ્પ બુદ્ધિથી લખ્યો છે, માટે તેમાં ભૂલચુક હોય તો સુધારી વાંચવા કૃપા કરસો.

ઓરૂમ. શાંન્તી.

**લી૦ પંચાલ વનમાળીરામ જીવનરામ વલસાડવાળા.**

હાલ મુ૦ મુંબઈ.

---

ओ३म्

# मनुष्य कर्तव्य के अज्ञानतानुं अंधकार?

---

**विश्वकर्मा नमस्तेस्तु, विश्वात्मा विश्वसंभव**
**अप वर्गोसि भूतानां पंचानां परतस्थित**

**અર્થ**—મહા ભારત શાન્તિ પર્વમાં ભિષ્મ કહે છે કે હે ભગવન! તું વિશ્વમાં વ્યાપક અને વિશ્વનો નિર્માણ કર્તા છે માટે તને વિશ્વકર્મા કહેવામાં આવે છે, એવા વિશ્વકર્મા મનુષ્ય માત્રનાં કૈવલ્ય

સ્વરૂપ નિવાસસ્થાન છે. પૃથ્વી આદી પંચમહાભૂતથી તું નિર્વિકાર સ્થિર પરબ્રહ્મ સ્વરૂપ છે.

ભ્રાતાઓ,

જગતનિયતા પરમેશ્વરે અનેક વૈભવોની સાથે અમૂલ્ય રત્નરૂપી મનુષ્ય દેહનું નિર્માણ કરી પોતાના આનંદમય સ્વરૂપમાં પોતે નિમગ્ન થઇ અનેક ઉપકારો કરેલા છે.

પ્રિય વાંચક ગણ! આપણે મહાન દયાળુ પરમાત્માના ઉપકારથી ઉરીણ * થવાને યા મનુષ્ય દેહનું સાર્થક કરવાને જ્ઞાનરૂપી દિપકની મુખ્ય આવશ્યકતા જાણી સતત પ્રયાસવાન થવું એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. આ સંસારમાં ધાર્મિક દૃષ્ટીને તેમજ વ્યવહારીક દૃષ્ટીને ઉત્તેજન આપનાર જ્ઞાન દિપકરૂપી મહાન તેજ ઝળકી રહ્યું છે, જેના યોગથી મનુષ્યો પોતાનાં જીવન સાર્થકતા માટે અનેક સાધનો મેળવી તેના ઉપયોગથી અનેક વૈભવો ભોગવી અંતે મોક્ષનાં માર્ગનું ગ્રહણ કરી તેજમાં તેજ મેળવી શાન્તિને પામે છે. ભાઇઓ! શાન્તિ સુખને આપનાર જ્ઞાન દિપકરૂપી તેજનાં પ્રકાશ પ્રાપ્ત કરનારા જીજ્ઞાસુઓ દયાળુ સદગુરૂના આશ્રયમાં રહી તેમણે આપેલા બોધ વચનને શ્રવણ મનન, અને નિદીધ્યાસથી, નિયમાનુસાર વર્તન કરી અજ્ઞાનતાના અંધકારના કટ્ટા શત્રુ જ્ઞાન દિપકરૂપી તેજને પ્રગટ કરી જેના યોગથી સુખ મેળવી પોતે પોતાની પ્રજાના હિતેચ્છુ બને છે. દિપકમાં સ્વાભાવિક પ્રકાશ એવો રહ્યો છે જે જેના પ્રગટ થવાથી અંધકાર પોતાની

---

* ઉરીણ=મુક્ત.

મેઘે નાશ પામે છે. ભાઈઓ! દિપકરૂપી ગુણ ધરાવનાર ગુરૂથી આપનું કલ્યાણ છે, નહિં કે સ્વાર્થી ગુરૂથી આપણું હિત થશે. કવી શીરોમણી અખા ભગતે કહ્યું છે જે :—

ગુરૂ કીધા મે ગોકળીનાથ, ઘરડા બળદને ઘાલીનાથ,
ધનહરે ધોકો નહિ હરે, કહે અખો એ ગુરૂ કલ્યાણ શું કરે.

ભાઈઓ! એવા સ્વાર્થી ગુરૂઓનાં આશ્રયથી કલ્યાણ ચાહવું એ મનુષ્ય દેહને દુષણ આપનારૂં અજ્ઞાનતાનું અંધકાર નહિં તો બીજું શું ? આજકાલ પંચાલ કોમમાં ધર્મને બ્હાને વિદ્યાની ખામીને લીધે જે કુસંપના (અધોગતિનાં) બીજોનાં જે અંકુરો જોવામાં આવે છે, અને ભવીષ્યમાં એ અંકુરો પ્રૌઢ વૃક્ષ થઈ કેટલાં દુખને આપનારા થશે, એ વિચારથી અળગા રહી તે વૃક્ષોને ઉતેજન આપી રહ્યા છે, એને શું અજ્ઞાનતાનું અંધકાર કે અમાવાસ્યાની રાત્રીનો પ્રકાશ કહેશો ?

## चक्षुहिनो दिपो न पश्यति

દિપક પોતાનાં સ્વભાવિક ગુણથી સર્વ કોઇને આનંદદાતા પ્રભા ( પ્રકાશ ) છે પણ ચક્ષુહિણ હત્ ભાગ્યશાલીને પ્રકાશ આપી શકતો નથી માટે શું દિપકનો દોષ છે? નહિંજ આજકાલ જ્ઞાનરૂપી દિપકના પ્રકાશથી કેટલાક પાંચાલ ભાઇઓ સ્વધર્મની ઉન્નતિ અર્થે સતત પ્રયાસ કરી રહ્યા છે તેમાં કેટલાક અજ્ઞાનતાનાં અંધકારમાં રહી આડરીઆ ન્યાય પ્રમાણે અવનતિનાં ( પડતી ) નાં સૂત્રો (ધારા) બાંધવાને પાછા હઠે એમ નથી. હવે આ બાબતમાં વિચારીશું તો

સર્વ પાંચાલ ભાઇઓનો એક ધર્મ તથા એક કર્મ છતાં અજ્ઞાનતાના આવેશમાં એક બીજાનાં મનને ક્લેશ ઉત્પન્ન કરી કુસંપને માન આપી રહ્યા છે. તેમ અનેક પ્રકારનાં દુઃખો ભોગવી રહ્યા છો માટે એને શું અજ્ઞાનતાનું અંધકાર નહિં કહેસો ? વળી હમારા કેટલાક પાંચાલ ભાઇઓ વૈષ્ણવી દિક્ષાના અધિકારી બની વૈષ્ણવ ધર્મનું મહત્વ ન જાણ્યાં છતાં મિથ્યા ડોળ બતાવી, અને વૈષ્ણવી દિક્ષાના બોધ વચનથી અજ્ઞાનતામાં રહી જ્ઞાતીમાં ધર્મને બ્હાને કુસંપનાં બીજો વાવી રહ્યા છે, તેનો હમારા પાંચાલ ભાઇઓ વિચાર કરી જોશો કે એ બીજો વાવવાથી હમારૂં યા હમારી પ્રજાનું કેટલું અણહિત બને છે યા બનસે. માટે કહો ભાઇઓ કે આવાં કર્તવ્યોને અજ્ઞાનતાનું અંધકાર કહેવાને આપણે શું દોષિત બનીશું ? મારા વ્હાલા મિત્રો ! સત્યતાનું ગૃહણ કરી પોતાની ઉન્નતિ અર્થે દ્વેશબુદ્ધીને તિલાંજલી આપસો અને ખરૂં કારણ તપાસી ઉભય પક્ષ પોતાનાં કલ્યાણ અર્થે સ્વધર્મ પરાયણ બની પોતાનો હેતુ સિદ્ધ કરવાને ચૂકસો નહિ, કારણ જે પગલે આપ ચાલસો તેનું અનુકરણ કરવાને પોતાની પ્રજા ચુકશે નહિં.

**यदित्ययं न वर्तेयं जातुकर्मण्य तंद्रितः**
**मम वर्तमानु वर्त्तंते मनुष्या पार्थ सर्वशः**
**उत्सीदेयुरिमे लोका न कुर्यांकर्म चेदहम्**
**संकरस्यकर्ता स्या मुप हन्या मिमा प्रजा—भगवद्गीता**

અર્થ—શ્રીકૃષ્ણ કહે છે હે અર્જુન! જે પ્રકારે આળસ તજી જેમ હું નિત્ય વર્તુ છું, તેમ કર્મમાં ન વર્તું તો હે પાર્થ, મનુષ્યો

વરતજ મારૂં અનુકરણ કરવા માંડે. જો હું કર્મ નહિં કરૂં તો આ લોક ઉચ્છીન ( નષ્ટ ) થાય અને વર્ણ શંકરનો કર્તા હું થાઉં તથા આ પ્રજાનો નાશ કરૂં એમ કહેવાય.

---

## અજ્ઞાનતાનું અંધકાર.

મિત્રો! આપણે વિચાર કરીશું કે શ્રીકૃષ્ણ ભગવાન સરખા પણ પોતાને શીરે દોષ આવવાનાં ડરથી પોતે સત્યપરાયણ બની ધર્મની રક્ષા કરવાને અને પોતાની પ્રજાનાં હિતેચ્છુ થઇ રહ્યા છે, તેમ આપણે પણ આપણાં પાંચાલ ધર્મની રક્ષા અર્થે યા આપણી પ્રજાના હિતાર્થે આપણું કર્મ સુધારી પ્રજાના હિતેચ્છુ શા માટે ન થઇએ? અને આપણે શીરે આવતા દોષને શા માટે ન ટાળીએ? માટે મારા સુજ્ઞ બંધુઓ! જ્યારે આપણે ઉપલાં કાર્યને માન આપીશું ત્યારે આ મનુષ્ય દેહનું જીવન સાર્થક ગણાસે. મારા સુજ્ઞ ભ્રાતાઓ, આજકાલ પંચાળ કોમમાં કુસંપ થવાના બે કારણો મનાઇ રહ્યાં છે. તેમાં પ્રથમ કારણ યજ્ઞોપવિતનાં અધિકાર વિષે, અને બીજું કારણ કંઠીના સંસ્કાર વિષે. હવે ઉપલા બે કારણો વિષે વિચાર દૃષ્ટીથી આપણે જોઇશું તો પ્રથમ કારણની શંકા સમાધાન માટે પાંચાલ ધર્મ એ નામનો લેખ, જે આગળ લખવામાં આવ્યો છે તેમાંથી ખુલાસો થશે. અને બીજું કારણ જે કંઠી સંબંધીનું છે, તેનો ખુલાસો આપણે કરીસું. હમારા પાંચાલ ભાઇઓ વેદ ધર્મને માનનારા છે તેમ વેદ ધર્મમાં જે સોળ સંસ્કારો બતાવ્યા છે તેમાં યજ્ઞોપવિત નામનો

એક સંસ્કાર છે તેનાં અધિકારી હમારા ભાઇઓ છે. તેમજ એ સોળ સંસ્કારમાં કંઠી નામનો સંસ્કાર છેજ નહિં. છતાં જ્ઞાતીના કેટલાક ગૃહસ્થો પોતના મનસ્વી વિચારથી હઠને આધિન બની ગળામાં તુલસીની કંઠી ન બાંધનાર ઉપર મિથ્યા આક્ષેપ લાવી તેમના વ્યહવારમાં આડ નાંખવાના પગલાં ભરવાની હિંમત જણાવી વિગૃહતા મચાવી રહ્યા છે, યા દ્વેપ રૂપી શત્રુને ઉત્તેજન આપી રહ્યા છે એને શું અજ્ઞાનતાનો અંધકાર કહેવાને દુષિત થઇશું? ઉપર જણાવેલી કંઠીના અનુયાયીઓ જરા વિચાર કરસો કે પોતાની દલીલ સત્યતા માટે કેટલે અંશે ખરી છે, તેમજ આપ જો વેદને સત્ય માનો છો તો વેદ પ્રમાણે કંઠીનો સંસ્કાર બતાવી આપવાનો પ્રયત્ન કરી પોતાની જ્ઞાતીની વિગૃહતા દુર કરવાને ચુકસો નહિં. મિત્રો! વૈશ્નવી દિક્ષાને જેમ તમે માન આપો છો તે મુજબ હમો પણ માન આપીએ છીએ એમ છતાં વૈશ્નવી દિક્ષામાં તુલસીની કંઠી ગળામાં રાખવી એવા પુરાવા જોવામાં આવતા નથી, પણ તુલસીની કંઠી હમેશ ગળામાં બાંધનાર દુષિત કહેવાસે, એવા પુરાવા મળે છે તે નીચે પ્રમાણે :—

अरण्ये लघु बाधायां मैथुने क्षौर कर्मणि
तुलसीकर्णकंठस्य ब्रह्महत्या पदे पदे
तुलसी धार्यते कंठे मलमूत्र विसर्जने
नरके पच्यते मूढो यमदंडेन पिडीतः
स्नान काळे यदा कण्ठे तुलसीदाम भूषितं
तद्वारि पतितं पादौ स पापिष्ठो नराधमः नारायणसार
संग्रह.

**અર્થ**—જંગલે જતી વખતે, મૈથુન વખતે, હજામત કરાવતી વખતે, ગળામાં તુળસીની કંઠી રાખનારને બ્રહ્મહત્યાના દોષીત કહ્યા છે, તેમજ પિશાબ કરતી વખતે તુલસીની કંઠી રાખનારને યમનાં દૂતો પિડા કરસે, સ્નાન કરતી વખતે ગળામાં તુળસીની કંઠી હસે અને તે પાણી પગના ઉપર આવવાથી દોષીત થઇ નરાધમ કહેવાશે. આ પ્રમાણે અનેક પ્રમાણો બીજાં જોવામાં આવે છે, તેમજ ઉપલી કંઠીના સંબંધમાં હમારા ભાઇઓ એમ કહેવાને અચકાતા નથી કે જેનાં ગળામાં કંઠી નહિ હશે તે ગુરૂદ્રોહી કહેવાસે. પણ ભાઇઓ! જરા વિવેક બુદ્ધીથી જોઇશું તો આ દલીલ કેટલે અંશે સત્ય છે, અને આવા મિથ્યા ગુરૂદ્રોહનાં આક્ષેપો મુકવાથી પોતાની જ્ઞાતીનાં સુખમાં કેટલી અડચણ ઉભી થશે, એ બાબતનો કાંઇક વિચાર કરસો ખરાકે? મિત્રો, નિર્દોષીને દોષીત માનનાર અને દોષીતને નિર્દોષ કહેનાર એવા મનુષ્યને બુદ્ધીના સાગર કહેવા કે મિડાંનાં આગર કહેવા? ભાઇઓ! ઉપલી દલીલની બાબતમાં વિચાર કરીશું તો સહજ માલમ પડશે કે, કંઠી બાંધવાથી શો લાભ યા કંઠી નહિં બાંધવાથી શું નુકસાન? તેમજ કંઠી બાંધનાર ગુરૂદ્રોહી કે કંઠી નહિં બાંધનાર ગુરૂદ્રોહી એનો આપણે વિવેક બુદ્ધીથી વિચાર કરીશું. હવે પોતાના ગુરૂ તરફથી મળેલા બોધ વચનથી વિરૂધ કેટલે અંશે કંઠી બાંધનાર વર્તે છે, તે બાબતનો વિચાર કરસો તો પોતાની ભૂલ પોતાને જણાયા સિવાય રહેસે નહિં. એ ભૂલ સુધારવાને જ્યાંસુધી આપણામાં શક્તિ પેદા નહિં થશે ત્યાંસુધી બીજાને ગુરૂદ્રોહી કહેવા એ અજ્ઞાનતાનું અંધકાર નહિં તો બીજું શું કહેવાશે? મહાત્મા તુલસીદાસે કહ્યું છે જે,

## जहां सुसंप तहां संपती न्हाना
## जहां कुसंप वहां विपति निदाना

**અર્થ**—મારા સુજ્ઞ બંધુઓ, જ્યાંસુધી આપણે અજ્ઞાનતાને ઉત્તેજન આપ્યા જઇશું, ત્યાંસુધી આપણી કોમમાં જે કુધારાઓ મહાન શત્રુની માફક આપણને પૈસાથી તેમજ અક્કલથી તથા શારીરીક, અનેક પ્રકારથી તારાજ કરી રહ્યા છે, તેના પંજામાંથી છુટવાનો મૂખ્ય ઉપાય સુસંપ સિવાય બીજો નથી; માટે હકુતાના દાસ ન બનતાં સુસંપનાં નોકર બનવાથી જે લાભ મળસે તે અમૂલ્ય છે.

## पांचाल विरला संति स्वज्ञाति उन्नति रता
## पांचाल बहवा संति, स्वज्ञाति सवनति रता

**અર્થ**—સ્વજ્ઞાતીની ઉન્નતીમાં પ્રિતી રાખનાર વિરલા પુરૂષો આજે થોડાજ જોવામાં આવે છે એ કેટલું શોચનિય છે? છતાં ઇશ્વર પાસે હમારી નમ્ર પ્રાર્થના એટલીજ છે કે હમારા સર્વ પાંચાલ બંધુઓને સદબુદ્ધી આપી પોતાની જ્ઞાતીના હિતેચ્છુ બનાવો. અજ્ઞાનતાનાં અંધકારને લીધે કેટલાક બંધુઓ સ્વજ્ઞાતીની અવનતીનાં (અધોગતીનાં) કરનારને પરમાત્મા સદ બુદ્ધી આપો જેથી તેઓ પોતાનું યા પોતાની જ્ઞાતીનું હિત કરવાને ઉત્સુક બની ધન્યવાદને પાત્ર થાય. ભાઇઓ! મારી નમ્રતા પૂર્વક વિનતી છે કે જે કાંઇ બે શબ્દો લખ્યા છે તે જ્ઞાતીની સેવાને ખાતર લખ્યા છે અને જ્ઞાતીનાં અનુહિતને ખાતર લખ્યા છે એમ સુજ્ઞ ગૃહસ્થો માનસો નહિં.

તા૦ ક૦—મિત્રો ! ઉપલા લેખમાં જે કંડી વીરૂદ્ધ શ્લોકો લખવામાં આવ્યા છે તેના ખુલાસા અર્થે નમૃતાથી કહુ છું જે હાલે ધર્મની અંદર અનેક પ્રકારના પંથો (મત) ને સત્ય માનવું સ્વભાવીક હોય છે, છતાં વિવેક બુદ્ધિની ખામીને લીધે જે ખેંચતાણ થઇ રહી છે એ શોચનિય છે. કંઠી નહિં બાંધનાર ઉપલા લેખના શ્લોકથી પોતાની ખાતરી જણાવે છે તેમ કંઠી બાંધનાર કને પણ પોતાના પંથની પુરવાર હસે; ભાઇઓ ! ઉભય પક્ષની ખેંચતાણમાં મુળ પોતાનાં સ્વજાતી ધર્મને આડે આવી પોતાનું અણહિત પોતાને હાથે કરે છે એ કેટલું શોચનિય છે. કહો ભાઇઓ એ ધર્મ કે અધર્મ. મિત્રો ! હવે મારી નમ્ર વિનંતી એજ છે કે ભલે સૌ કોઇ પોતાના મતને સત્ય માનો પણ એક બીજા ઉપર આક્ષેપ નહિં કરસો જેમાં આપ ઉભય પક્ષનું સાર્થક ગણાસે. ઉપલા લેખથી આપ એમ ન જાણસો કે લેખક કંઠી બાંધનારનો વિરોધી છે, પણ ભાઇઓ ! હમો ધર્મના વિરોધી નથી પણ ધર્મના આગૃહી છૈયે. કંઠી સબંધમાં અથવા યજ્ઞોપવિત સબંધમાં વધુ ખુલાસો જોવો હોય તો નારાયણ સાર સંગ્રહ અને વિશ્વ બ્રહ્મ કુલોત્સાહ નામનાં પુસ્તકો તપાસવાની મારા બંધુઓને ભલામણ કરૂં છું જેથી આપની શંકા દુર થસે, જેમાં આપનું યા હમારૂં સર્વથા કલ્યાણ થશે, જેથી આપનો આભારી થઇસ. ઈત્યોમ્ શાન્તી.

લેખક મિત્રિ,

**દયારામ કસનજી પંચાલ.**

**મુ૦ પારડી, હાલ મુ૦ પરેલ, મુંબઇ.**

# ઓ૩મ્.

## સાભાર સ્વીકાર.

નીચે લખેલા મહાશયોએ આ લઘુ પુસ્તક છપાવવાનાં ધાર્મિક કાર્યમાં મદદ કરીને ઉદારતા બતાવી છે તેને માટે હમો તેમનો ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનીયે છીયે, અને તેઓએ કરેલી મદદ ઘણીજ ખુશીથી સ્વીકારીએ છીયે, અને આશા રાખીએ છીયે કે અન્ય મહાશયો પણ આવાં ધાર્મિક કાર્યમાં પોતાની ઉદારતા બતાવતા રહેશે.

**લી૦ "પાંચાલ સ્વધર્મો-તેજક મિત્ર મંડળ."**

મુ૦ પરેલ-મુંબઇ.

## "પાંચાલ મિત્ર મંડળ."

| | | |
|---|---|---|
| રા૦ રા૦ | વનમાળીદાસ નરસિંહદાસ મિસ્ત્રી. ... | મુ૦ દમણ. |
| ,, | મોરાર નારણ ... ... ... | ,, |
| ,, | રતનજી પરસોતમ ... ... ... | ,, |
| ,, | લક્ષ્મણ કલ્યાણ ... ... ... | ,, |
| ,, | છબા નારણ ... ... ... | ,, |
| ,, | હરગોવિંદ જગજીવન... ... ... | ,, |
| ,, | ખુશાલ ઝીણા ... ... ... | ,, |
| ,, | વિઠ્ઠલ હરી ... ... ... | ,, |
| ,, | કેશવલાલ જીવણજી ... ... ... | ,, |

રા૦ રા૦ રતનજી ભગવાન ... ... ... મુ૦ દમણ.
,, ઘેલાંભાઇ કુંવરજી ... ... ... ,,
,, કલ્યાણદાસ હરીભાઇ ... ... ,,
,, જીણાભાઇ હરીભાઈ... ... ... ,,
,, ગોવિંદભાઇ હરીભાઇ ... ... ,,
,, પ્રેમચંદ ગોવિંદજી ... ... ... ,,
,, રણછોડદાસ કલ્યાણજી ... ... ,,
,, ભીખાભાઈ વિઠ્ઠલદાસ ... ... ,,
,, રણછોડદાસ પરસોતમ ... ... ,,
,, કસનદાસ દયારામ ... ... ... ,,
,, દયારામ વિઠલ ... ... ... ,,

## " પાંચાલ સ્વધર્મો-તેજક મિત્ર મંડળ. "

રા૦ રા૦ રણછોડજી રામજી મિસ્ત્રી ... ... મુ૦ પારડી.
,, દયારામ કસનજી મિસ્ત્રી ... ... ,,
,, પરસોતમ જીવનભાઇ મિસ્ત્રી ... ... ,,
,, રામજી ડાહ્યાભાઇ ડ્રાફ્સમેન ... ... ,,
,, લક્ષ્મીદાસ કલ્યાણ મિસ્ત્રી ... ... ,,
,, મકનજી હરિભાઇ ... ... ... ,,
,, રામચંદ્ર લાલભાઇ ... ... ... ,,
,, ગોપાળદાસ લક્ષ્મીદાસ મિસ્ત્રી ... ... ,,
,, પ્રેમજી રઘનાથ ... ... ... ,,

૨૦ ૨૦ બીખા રઘનાથ ભુલાભાઈ ... ... મુ૦ પારડી.
,, વિઠલ નારણ ... ... ... ,,
,, દયારામ મંછારામ ... ... ... ,,
,, પરશોતમ છબા ... ... ... ,,
,, વનમાળી મકન ... ... ... ,,
,, વનમાળી ખુશાલ. ... ... ... ,,
,, દયારામ દુર્લભ ... ... ... ,,
,, પ્રેમજી ભગવાન ... ... ... ,,
,, કસનદાસ પરસોતમ ... ... ... ,,
,, ડાહ્યાભાઇ પરસોતમ ... ... ... ,,
,, ડાહ્યાભાઇ ભગવાન ... ... ... ,,
,, પરસોતમ લાલજી મિસ્ત્રી ... ... ,,
,, રામજી જીવનભાઇ ... ... ... ,,
,, દુર્લભરામ હરીભાઈ ... ... ... ,,
,, જીણાભાઇ ડાહ્યાભાઇ... ... ... ,,
,, લાલજી મંછારામ ... ... ... ,,
,, ગોપાળ છબા ... ... ... ,,
,, છબીલદાસ હરીભાઇ ... ... ... ,,
,, લક્ષ્મણભાઇ લાલજી ... ... ... ,,
,, લક્ષ્મણ રામજી ... ... ... ,,
,, દુર્લભભાઇ છબીલદાસ ... ... ,,

# "પાંચાલ મિત્ર મંડળ."

રા૦ રા૦ કસનદાસ દયારામ ... ... ...મુ૦ પલસાણા.
,, પ્રેમા હરી ... ... ... ... ,,
રા૦ રા૦ છબા ગોવિંદ ... ... ... મુ૦ ઉદવાડા.
,, ગોપાળ નરસિંહ ... ... ... ,,
રા૦ રા૦ ગોવિંદ બાવા ... ... ... મુ૦ ડુંગરી.
,, પ્રેમજી ડાહ્યાભાઈ ... ... ... ,,
,, લલ્લુ પ્રેમા ... ... ... ... ,,
રા૦ રા૦ ડાહ્યા બાવા ... ... ... ... મુ૦ પરીયા.
,, ખુશાલ હરી... ... ... ... ,,
,, જગજીવન બાપા ... ... ... ,,
રા૦ રા૦ ભગવાન મોરાર. ... ... .. મુ૦ વાપી.
,, દુર્લભ મિઠા ... ... ... ... ,,
,, નારણ હરી ... ... ... ... ,,
,, છબા વિઠલ ... ... ... ... ,,
,, ડાહ્યા મોરાર... ... ... ... ,,
,, મંછારામ પ્રેમા. ... ... ... ,,
,, નાગર ભગવાન. ... ... ... ,,
રા૦ રા૦ વિસરામ નાગર ... ... ... મુ૦ કોપલ્લી.
,, ડાહ્યા નાગર... ... ... ... ,,
,, જગજીવન મોરાર ... ... ... ,,

| | | | | | |
|---|---|---|---|---|---|
| રા૦ રા૦ | કેશવ લક્ષ્મણ | ... | ... | ... | મુ૦ કોપલી. |
| ,, | રણછોડ વિઠલ | ... | ... | ... | ,, |
| રા૦ રા૦ | હરી કીકાભાઇ | ... | ... | ... | મુ૦ દાદરા. |
| ,, | કીકા કુંવરજી | ... | ... | ... | ,, |
| ,, | વિસરામ ભાણા | ... | ... | ... | ,, |
| ,, | ડાહ્યા ગોવિંદ | ... | ... | ... | ,, |
| ,, | દલા વલ્લભ ... | ... | ... | ... | ,, |

## "પાંચાલ વૈષ્ણવ મંડળ."

| | | | | |
|---|---|---|---|---|
| રા૦ રા૦ | વનમાળીરામ જીવણભાઇ | ... | ... | મુ૦ વલસાડ. |
| રા૦ રા૦ | જગજીવનદાસ જીવણજી | ... | .. | મુ૦ વલસાડ. |
| રા૦ રા૦ | રણછોડજી મોરારજી ... | ... | ... | મુ૦ વલસાડ. |
| ,, | ચુનીલાલ રામજી ... | ... | ... | ,, |
| ,, | રણછોડ ગોશાંઇ ... | ... | ... | મુ૦ લીલાપોર. |
| રા૦ રા૦ | દયારામ જીવણભાઇ ... | ... | ... | મુ૦ વલસાડ. |
| ,, | નરસિંહરામ જીવણરામ | ... | ... | ,, |
| ,, | ઘેલાભાઇ ડાહ્યાભાઈ ... | ... | ... | ,, |
| ,, | ગીરધરલાલ વિઠલદાસ | ... | ... | ,, |
| ,, | રઘનાથજી લલ્લુભાઇ ... | ... | ... | ,, |
| ,, | હરગોવિંદ લલ્લુભાઇ ... | ... | ... | ,, |
| ,, | દયારામ રતનજી ... | .. | ... | ,, |
| ,, | ભગવાનભાઇ ભૂલાભાઇ | ... | ... | ,, |

... ... ... વલસાડ.

રેઘનાથજી ... ... ...મુ૦ બીલીમોરા.

,, વસનજી નારણ ... ... ... ,,

,, નારણદાસ કલ્યાણજી ... ... ... ,,

,, વલ્લભરામ ગોવિંદજી ... ... ... ,,

રા૦ રા૦ ભગવાન જીણાભાઇ મિસ્ત્રી ... ... મુ૦ ગણદેવી.

,, દુર્લભ કસનજી મિસ્ત્રી... ... ... ,,

,, ગોવિંદભાઇ ભીખાજી મિસ્ત્રી ... ... ,,

,, જગજીવન લાલજી મિસ્ત્રી ... ... ,,

,, કેશુડ કલ્યાણ ... ... ... ,,

,, રામજી વિસરામ મિસ્ત્રી ... ... મુ૦ નવસારી.

## "પાંચાલ આર્ય મંડળ."

રા૦ રા૦ ગોવિંદભાઇ હિરાભાઇ ટલાટી ... ... મુ૦ ચીખલી.

,, વલ્લભરામ વિઠલદાસ મિસ્ત્રી ... ... ,,

,, દુર્લભરામ નરસિંહદાસ ,, ... ... ,,

,, ડાહ્યાભાઇ જીવનભાઈ... ... ... ,,

,, રામજી લલ્લુભાઇ ... ... ... ,,

,, કેશવભાઇ ખુશાલભાઇ ... ... ,,

,, જગજીવન ભાણાભાઇ... ... ... ,,

,, દુર્લભ લાલા ... ... મુ૦ મેતવાડ-ચીખલી.

રા૦ રા૦ દુર્લભરામ નરસિહલાલ
,, રતનજી રામજી. ... ...
,, કેશુડ ત્રીકમ ... ... ... ,, ,, ,,
,, નારણ લાલજી ... ... ... ,,

---

## જ્ઞાતી સમસ્ત ફંડની આવશ્યકતા.

---

આ ઉપરથી સર્વ જ્ઞાતીગૃહસ્થોને વિનંતી કરવામાં આવે છે કે આપણી પાંચાલ જ્ઞાતીમાં ધામક યા વ્હુવારીક પ્રચાર કરવાને માટે કોઇપણ જાતનાં ફંડની બીલકુલ શિથીલતા માટે હમારા જ્ઞાતી ભાઇઓ પ્રત્યે વિનંતી છે કે જો સમસ્ત ચાલ જ્ઞાતીનું એક જાહેર ફંડ થાય તો તે ફંડમાંથી અનાથોનું રક્ષણ થાય, વિદ્યાર્થીઓને ઉતેજન અપાય, તેમજ ધાર્મીક અને વ્યહુવારીક પ્રચાર થાય. વિગેરે અનેક કાર્યો થઇ શકે અને સર્વ વિદ્યાનો પ્રચાર કર ભવીષ્યની પ્રજાના હિતેશ્રી થઇએ. અને ટુંકમાં સર્વ ઉપાધી અને આપત્તી (અજ્ઞાન ની વિમુળ રહિએ માટે હમારી તરફથી વિનંતી છે કે હમારા ઇઓ અવસ્ય આવી ઉપ્યોગી બાબત ઉપર ધ્યાન ર. સંબંધમાં પત્ર વ્યવહાર નીચેને શીરનામે કરી યોગ્ય ખુ મેળવશો એવી આશા છે. તેમજ

# જાહેર સુચના.

સર્વ જ્ઞાતિ ભાઈઓને સુચના આપવામાં આવે છે કે જે કોઈ બહાર ગામના ગૃહસ્થને આ લઘુ પુસ્તક "પાંચાળ હિત વર્ધક" ની જરૂર હોય તેઓએ પોષ્ટની અડધા આનાની ટીકીટ મોકલી આપવાથી જયાં સુધી સીલક હશે ત્યાં સુધી મોકલવામાં આવસે, તેમજ મુંબઇના સ્થાનિક ગ્રહસ્થોએ પણ નીચેને ઠેકાણેથી લઈ જવા કૃપા કરવી.

લી૰ "પાંચાલ મિત્ર મંડળ"

ઠેકાણું.

દયારામ કસનજી મિસ્ત્રી.

જી. આઇ. પી. રેલ્વે. ફીનીશીંગ શૉપ

પરેલ, મુંબઇ.

*Bombay.*

---

# વિનંતી.

"જ્ઞાતી બંધુઓને વિનંતી પૂર્વક વિદીત કરવામાં આવે "આપણી પાંચાલ જ્ઞાતીમાં ધર્મનું રહસ્ય બતાવવાને

નિરંતર ધાર્મિક પ્રચાર કરનારાં સાહિત્યની ખાસ આવશ્યકતા છે, જે સાધન તે એક માસીક ચોપાનીઉં છે, અને એ સાધન પુરૂ પાડવું એ દરેક ભાઇઓએ પોતાની ફરજ સમજવી જોઇએ. માટે જો હમોને એ માસિકનાં ગ્રાહકો તરીકેનાં, નામ મોકલી આપશો તો ફંડની વ્યવસ્થા કેમ કરવી તે માલમ પડે માટે અવસ્ય આપ ભાઇઓ આપના મુબારક નામો મોકલવા ચુકશો નહિં એવી આશા છે, માસીકનું નામ "પાંચાળ સમાચાર" રાખવામાં આવસે, પત્ર વ્હેવાર નીચેને શીરનામે કરવો.

લી૦ મિસ્ત્રી દયારામ કસનજી
જી. આઇ. પી. રેલ્વે.
ઠે૦ ફીનીશીંગ શૉપ, પરેલ, મુંબઇ.

# સમાપ્ત.

ओ३म्

## शान्तीः शान्तीः शान्तीः

